શ્રી "ઉનેવાળ બંધુ" ત્રૈમાસિકના ગ્રાહકોને ભેટ.

॥ श्री कनकेश्वरी प्रसन्नास्तु ॥

# ઉપવીત-વિવાહ-સંસ્કાર રહસ્ય.

(ધાર્મિક વિષયોને ચર્ચતું બોધક પુસ્તક.)

કર્તા:-
શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત.
દેલવાડાકર-મુંબઈ.

કિમ્મત રૂ. ૦-૬-૦

श्रीकनकेश्वरी प्रसन्नास्तु ॥

ધાર્મિક વિષયોને ચર્ચતું બોધક પુસ્તક

# "ઉપવીત-વિવાહ-સંસ્કાર રહસ્ય"


કર્તા :-

શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત દેલવાડાકર.

અધ્યાપક:-સ્વ. દેવીદાસ લલ્લુભાઈ સંસ્કૃત પાઠશાળા

ગુલાલવાડી, મુંબઈ ૪

"सनातन-धर्म-मार्तंड" (શારદાપીઠ શંકરાચાર્ય)

"सद्विद्यावागीश" (કાશી પંડિત સભા.)

"धर्मशास्त्राचार्य" (અ. ભા. વ. વિદ્વત્ સંમેલન અલીગઢ)



છપાવી પ્રસિદ્ધ કર્તા:-

"શ્રી ઉનેવાળ-યુવક મંડળ"

તરફથી

શંભુરામ જેષ્ઠારામ ઠાકર (નલિન)

નાગરફળીઆ, ગજ્જર શેરી, સુરત.

કિમ્મત રૂ. ૦-૬-૦

"श्री कुलदेवी कनकेश्वरी प्रसन्नास्तु"



ऊनेवालेतिविप्राणां सुन्नते कुलदेवते ।
देहि नः सर्वकामांस्त्वं हे मातः कनकेश्वरि ॥

સંસ્થાન—જૂનાગઢ પાસેના મધ્ય ગીરમાં

# અર્પણ પત્રિકા.

માતઃ,

જગજ્જનનિ ! કુલદેવિ ! કનકેશ્વરિ !

ત્હારાં અનંત લીલામાહાત્મ્યની જેમ, ત્હારાં અમ અજ્ઞાન બાલકો ઉપર જે ત્હારા અનંત ઉપકારો છે તેનો બદલો હું કેમ વાળી શકું ? ત્હારાં અસંખ્ય બાળકોની હું કાંઈ સેવા કરી શકયો નથી. તારીજ કૃપાથી ઉન્નતઓએ પુરાધીશો બનેલા—અમે રાજ્યમદને લીધે તને વિસારી મેલી, અને પરિણામે અત્યારે આ સ્થિતિ પામ્યા. કુપુત્રો થયેલા તારા એ પુત્રોના દોષોની માફી માગી, લોકહિતાર્થે રચેલું આ લઘુ પુસ્તક પુષ્પાંજલિની જેમ ત્હારે ચરણે ધરૂં છું, જે સ્વીકારી અમારા ઉપર ત્હારા દિવ્ય આશીર્વાદો ઉતારજે; એટલી સવિનય પ્રાર્થના કરતો—

લિ૦

ત્હારો સેવાભાવી

બાળક

રેવાશંકર મેઘજી પુરોહિત.

# "પ્રકાશક"

તરીકે "શ્રી ઉ. યુવક મંડળે" આ સાહસ ઉઠાવી વાચકને ઉપયોગી થઈ પડે, એ હેતુ જાળવવા પુસ્તક માટે પુરતો પ્રયત્ન કર્યો છે. આ લઘુ પુસ્તકના કર્તા **શ્રી. રેવાશંકર મેઘજી શાસ્ત્રીએ** પોતાનું ધાર્મિક અમુલ્ય જ્ઞાન પુસ્તકના હેતુને અનુસરી ઉત્તમ રીતે આપ્યું છે. અમો તેમના એ સ્તુત્ય વિચારોને જેટલો ધન્યવાદ આપીએ તેટલો ઓછો છે.

એમના શ્રેષ્ઠ વિચારો, "પ્રસ્તાવના" ઉપર ધ્યાન દેતાં સ્હેજે તરી આવ્યા વિના રહેતા નથી. એથી મંડળ એમનું ઋણી છે, કે જે પુસ્તકના ભાવો સમાજની કોઈ પણ વ્યક્તિ વિનાસંકોચે સહજમાં વાંચી સમજી લે એમ છે; ઉપરાંત સમાજમાં એના વર્તન માટે કંઈક પણ પ્રયાસ થવા સંભવ છે.

એ પ્રયાસ થોડે ઘણે અંશે બર આવશે તો મંડળ અને કર્તાનો શ્રમ યોગ્ય સ્થાન મેળવી કૃતકૃત્ય થશે.

શ્રીયુત શાસ્ત્રીજીએ કર્તા તરીકે અને એ ઉપરાંત પુસ્તકની પ્રસિદ્ધિ માટે ધનની પણ બનતી મદદ કરી જનસમાજમાં "જ્ઞાનપ્રચાર" ની પ્રબળ ભાવના બતાવી આપી છે. આપણો લઘુ સમાજ એ લાભ વધુ ને વધુ મેળવે એ ભાવના અમારા ધનિકો પ્રત્યે છે. સમાજના જ્ઞાનિ પુરૂષો પોતાનું જ્ઞાન ફેલાવી શકવા અશક્ત હોય છે, તેઓને ધનિકોના પ્રોત્સાહનની **અમારા આટલા અનુભવથી** ,ખાસ જરૂર છે.

પુસ્તકના વધુ ખર્ચને પહોંચી વળવા મંડળ અશક્ત હોવાથી કેટલીક જરૂરી લંબાણ-ધાર્મિક કૃતિઓ અમારે છોડી દેવી પડી છે, અને માત્ર ખાસ-ટુંકમાં જરૂર પુરતી હકીકતો શાસ્ત્રોક્ત આધારે આપી સંતોષ માન્યો છે.

પુસ્તકનું નામ "ઉપવીત-વિવાહ-સંસ્કાર રહસ્ય" આપ્યું છે. એથી વાચકો તેને તુચ્છ-નજીવું-માની ન લે, પણ શરૂથી અંત સુધી વાંચી તેનો ઉપયોગ કરે, એજ અમારી વાચક પ્રત્યે પ્રાર્થના. અસ્તુ. તા. ૧-૮-૩૧

લિ૦ સેવક,
"શ્રી. ઉ. યુ. મંડળ"
તરફથી "નલિન"

# પ્રસ્તાવના.

કોઇ પણ ધર્મકૃત્ય તેના રહસ્યની સમજ પૂર્વક કરવામાં આવે તો તેનું સંપૂર્ણ ફળ આપણને મળે અને આ લોક તથા પરલોક પણ સુધરે અને તે પણ શાસ્ત્રોક્ત વિધિસર થવું જોઇએ. ભગવદ્‌ગીતામાં શ્રીકૃષ્ણ અર્જુનને કહે છે કે,

> यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः।
> न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ।
> तस्माच्छास्त्रं प्रमाणं ते कार्याकार्यव्यवस्थितौ ।
> ज्ञात्वा शास्त्रविधानोक्तं कर्म कर्तुमिहार्हसि ॥

અ૦ ૧૬. શ્લોક ૨૩-૨૪

"હે અર્જુન ! જે મનુષ્ય શાસ્ત્રવિધિનો ત્યાગ કરીને સ્વચ્છંદપણાથી વર્તે છે; તેને કાર્યની સિદ્ધિ પ્રાપ્ત થતી નથી, તે સુખ પામતો નથી; તેમ પરમ-ઉત્તમ ગતિ પણ પામતો નથી;

તેટલા માટે અમુક કાર્ય કરવું કે ન કરવું તેની વ્યવસ્થામાં તારે શાસ્ત્રાધારે ચાલવું જોઇએ. શાસ્ત્રે કહેલાં કર્મ જાણીનેજ તારે તે કર્મ કરવાં જોઇએ."

આજે આપણામાં તે પ્રમાણે કરવામાં કાંઇ શિથિલતા આવી જણાય છે અને એ ધર્મકૃત્ય એક વેઠ ઉતારવા પૂરતુંજ કરાય છે; પણ તેમાં ધર્મ કે અર્થનો વિચાર ભાગ્યેજ કોઈ કરતું હશે. દેખાદેખીથી, અજ્ઞાનતાથી કે અન્ધપરંપરા પ્રમાણે રૂઢીવાદને વળગી રહી કર્મ કરવાથી તેનાથી પુણ્ય

પ્રાપ્તિ થતીજ નથી, ઉલટી ધર્મ–અર્થની હાની થાય છે, અને શ્રમ વ્યર્થ જાય છે.

ગીતામાં કહ્યું છે કે, શ્રેષ્ઠ પુરૂષો જેવું આચરણ કરે તેને જોઈ બીજાઓ તેનું અનુકરણ કરે છે. બ્રાહ્મણોનું કર્મ, આચરણ તેના વર્ણને અનુસરતું ન હોય તો તેને પૂજ્યપણાનો અને ઉંચપણાનો દાવો કરવો એ મૂર્ખતા છે. આપણામાં જનોઈ, વિવાહ અને સીમન્ત આ ત્રણજ સંસ્કારો ૧૬ માંથી થાય છે અને તે કેવા થાય છે, તે સૌના અનુભવમાં હશે.

વેદનું પરમ પ્રામાણ્ય, ૧૬ સંસ્કારો, વર્ણવ્યવસ્થા અને આશ્રમ-વ્યવસ્થા, આ ચાર આપણા સનાતન ધર્મના સ્તંભો છે. અને તેની ઉપર જ આપણા સનાતન આર્યધર્મનો મુખ્ય આધાર છે. જ્યારે આ ચાર સ્તંભો સ્થિર હતા, ત્યારે પ્રજા પણ સંપૂર્ણ ઉન્નતિમાં સુખી હતી. જ્યારથી તે ચલાયમાન થવા લાગ્યા અને આપણે મ્લેચ્છોના સંસર્ગથી તેનું અનુકરણ કરવા લાગ્યા; હાડકાંથી સાફ કરેલી ખાંડ, દારૂ મળેલી દવાઓ, ચરબીવાળું કાપડ, વિદેશી બીસ્કુટ તથા મ્લેચ્છોનું રાંધેલું અન્ન, માટીનાં બનાવેલાં ચીની વાસણો કે જે એકવાર મોઢું લગાડવાથી અશુદ્ધ થાય તે, ફોસ્ફરસની બનેલી દીવાસળી, વિદેશી મીઠું, અને માદક દ્રવ્યો ઈત્યાદિનું સેવન કરતા થયા. ત્યારથી આપણી અધોગતિ થઈ, અને સ્વરાજ્ય મટી આપણા ઉપર પરરાજ્ય થયું. જો શાસ્ત્રાધારે ડરીને પ્રથમથીજ એ વસ્તુથી અલગ રહ્યા હોત તો અત્યારે સ્વરાજ્ય માટે ફાંફાં મારવાં પડે છે, અને પ્રજાને જે સોસવું પડે છે તે સોસવું ન પડત.

જ્યારે બધામાં સડો પેઠો, અધર્મમાં ધર્મ બુદ્ધિ થઇ ત્યારથી આર્યાવર્તમાંથી વિદ્યા, વીર્ય, બલ અને દ્રવ્ય ધીમે ધીમે નષ્ટ થઇ ગયાં અને ધર્મ, અર્થ કામ,અને મોક્ષ એ ચાર પુરૂષાર્થોથી આપણે વિમુખ થયા. આવી સ્થિતિમાંથી ઉદ્ધાર કરવાનો માત્ર એકજ માર્ગ રહ્યો છે; અને તે એ છે, કે આપણા સનાતન આર્ય ધર્મને અનુસરીને પ્રત્યેક કાર્યો કરવાં જોઇએ.

જેમાં ૧૬ સંસ્કારો મુખ્ય છે. સંસ્કારથી મનુષ્યનું શરીર, વાણી અને મન શુદ્ધ થાય છે, આત્મજ્ઞાન જેવા સૂક્ષ્મ વિષયો સમજવાને આવી શુદ્ધિની આવશ્યકતા છે.

યાજ્ઞવલ્ક્ય સ્મૃતિમાં કહ્યુ છે, કે જેવી રીતે મેલા દર્પણમાં મુખાકૃતિ જોઈ શકાતી નથી, તેમ અવિપક્વ અન્તઃકરણમાં આત્મજ્ઞાન અનુભવી શકાતું નથી. શાસ્ત્રોક્ત સંસ્કાર હીન થઈ જવાથીજ વર્તમાનકાળમાં મનુષ્યો સર્વ પ્રકારે નિર્માલ્ય થઈ ગયાં છે, અને સ્વધર્મથી–સર્વજ્ઞાનથી વિમુખ થઇ ગયા છીયે, અને હજુએ શું થશે તે કહી શકાતું નથી. હાલમાં આપણા બ્રાહ્મણોમાંજ જ્યારે ૧૬ સંસ્કારોજ પૂરા થતા નથી, ત્યાં બીજાની વાતજ ક્યાં રહી ?

तपः श्रुतं च योनिश्च त्रयं ब्राह्मणकारणम् ।
तपःश्रुताभ्यां यो हीनो जातिब्राह्मण एव सः ।

તપ, શ્રુત એટલે શાસ્ત્રાધ્યયન અને જન્મ, આ ત્રણ બ્રાહ્મણત્વનાં મુખ્ય કારણ છે, જે તેથી હીન છે તે કેવળ જાતિ માત્રથી નામધારી બ્રાહ્મણ છે અને એ એક બ્રાહ્મણની નિન્દા છે.

હાલમાં આપણામાં જે રહ્યા સહ્યા જનોઈ, વિવાહ, સીમંત સંસ્કારો થાય છે તે કવળ નાટક રૂપે થાય છે એમ કહીશું તો અતિશયોક્તિ નહી લેખાય. મુખ્ય મનુષ્યજીવનનો આધાર એ ત્રણ સંસ્કારો ઉપર રહ્યા છે અને એ જો સમજ પૂર્વક કરવામાં આવે તોજ કાંઇક સુધારો થવાની આશા રાખી શકાય, એમ એ આશયને મુખ્ય રાખી નાનકડા પુસ્તકમાં યથાશક્ય તેનું રહસ્ય સમજાવવા મેં ધૃષ્ટતા કરી છે તો તેનું આદ્યોપાન્ત નિરીક્ષણ કરી હંસક્ષીર ન્યાયે થોડુંક પણ રહસ્ય સમજી તેને આચરણમા મૂકાશે તો હું મારા પ્રયત્નને સફળ માનીશ.

જેઓને સ્વધર્મ તરફ સૂગ હોય, જનોઇ-શિખા તરફ તિરસ્કાર હોય જેઓ વાનરી-વિલાયતી નકલ કરતા હોય, ગમે તેની સાથે હોટલોમાં ખાતા પીતા હોય અને સ્વધર્મથી છુટા છેડા કર્યા હોય તેને માટે આ પ્રયાસ નથી; છતાં તેઓને પણ એકવાર વાંચી જવાની મારી નમ્ર વિનંતિ છે આ રહસ્યપુસ્તક કેવલ બ્રાહ્મણવર્ણને માટેજ છે એમ ન સમજવું, ક્ષત્રિય, વૈશ્યાદિને પણ વાંચવાથી કાંઇક સ્વધર્મનું રહસ્ય સમજી શકાશે.

આ પુસ્તકમાં રહસ્યને મુખ્ય સ્થાન આપેલું છે કર્મનો વિધિ તો પોતાના વિદ્વાન્ પુરોહિતો દ્વારાજ કરાવત્રો રહે છે. પણ જે સંસ્કારો થવાના હોય તેનું રહસ્ય સમજ્યા પછી તે શાસ્ત્રોક્ત વિધિઓ કરાવાય તો તેમાં તેને કોઇ જુદોજ આનંદાનુભવ મળે એમ મારૂં માનવું છે. પ્રસ્તુત પુસ્તકમાં ક્યાંઈ ભૂલ થતી હોય તો મને ક્ષમા આપી, સૂચના થશે તો આભાર સાથે તેનું દ્વિતીયાવૃતિમાં શોધન થશે.

લિ૦ સમાજ સેવક,

**રેવાશંકર મેઘજી પુરોહિત દેલવાડાકર.**

## ઉપવીત-વિવાહ સંસ્કાર રહસ્યનું

# — શુદ્ધિપત્રક. —

| પૃષ્ઠ સંખ્યા | પંક્તિ સંખ્યા | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨ | ૩ | उपबीयते | उपवीयते |
| ,, | ૧૦ | ગાહ પત્યાગ્નિ | ગાર્હપત્યાગ્નિ |
| ૩ | ૯ | અધિકાર્થે | અધિકારાર્થે |
| ૪ | ૧૬ | બાળકનું | બાળકે |
| ૭ | ૧ | લોંકા | લોકો |
| ,, | ૬ | દીર્ધાયુ | આયુ |
| ,, | ૧૩ | ...र्वाश श्च | र्वाराश्च |
| ,, | ,, | मासा श्च | माशाश्च |
| ,, | ,, | ब्रह्मसूत्र | ब्रह्मसूत्रं |
| ,, | ,, | बष्नव | बण्नव |
| ૯ | ૧૬ | બનાવવમાં | બનાવવામાં |
| ,, | ૧૭ | (સમાધિદ્વારા) | (સમાધિ) |
| ૧૦ | ૧૯ | વિદ્યા | વેદવિદ્યા |
| ૧૧ | ૨૧ | ...प्रसं | ...ष्टं |
| ૧૨ | ૮ | આપવામા | આપવામાં |
| ૧૩ | ૧૩ | પૃથ્વિી | પૃથ્વી |
| ૧૩ | ૧૩ | વિશ્વદેવ્રા | વિશ્વેદેવા |
| ૧૪ | ૧૪ | મંતથી | મંત્રથી |

| પૃષ્ઠ સંખ્યા | પંક્તિ સંખ્યા | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૧૫ | ૧૮ | પૂરા ગાયત્રી | પૂરો ગાયત્રી |
| ૧૬ | ૪ | ક્યા | કાયા. |
| ૧૭ | ૩ | ...ચારિને | ...ચારીને |
| ૨૧ | ૨ | સપિડ | સપિંડ |
| ,, | ૧૯ | કપીન. | કૌપીન, |
| ૨૨ | ૧ | अद्वि... | अद्रि... |
| ,, | ૧૯ | वंर्षानां | वर्षाणां |
| ,, | ,, | ...ग्याणां | ...क्याणां |
| ,, | ૭ | सुतांद घात् | सुतां दद्यात् |
| ,, | ૧૬ | ...मिला... | ...भिला... |
| ૨૩ | ૫ | ...घा | ...द्या |
| ,, | ,, | ...स्जो | ...जो |
| ,, | ૬ | ...मु... | ...मु... |
| ,, | ૧૬ | ...ટતોગ... | ...ટ તો ગ... |
| ૨૭ | ૭ | લોહ, | લોહી |
| ,, | ૯ | मक्षिणा | भक्षिणी |
| ,, | ૧૧ | છ ટકાવ | છંટકાવ |
| ,, | ૧૩ | परवु... | परवृ... |
| ૨૮ | ૫ | ना૨૫: | नारदः |
| ,, | ૧૬ | आ ददीत | आददीत |
| ,, | ૧૭ | गृदणन् | गृह्णन् |
| ૨૯ | ૨ | सेषाबं | शेषाम |

| પૃષ્ઠ સંખ્યા | પંક્તિ સંખ્યા | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૨૯ | ૧૨ | ક્રમથી જે | જે ક્રમથી |
| ૩૫ | ૧ | भवात् | भवान् |
| ૩૮ | ૧૨ | त्वं | त्वं |
| ૪૧ | ૨ | वे | वैं |
| ,, | ૧૫ | ...केः | ...कैः |
| ૪૨ | ૧ | प्राक्रमणम् | प्रक्रमणम् |
| ૪૩ | ૫ | रायश्पो... | रायस्पो... |
| ૪૫ | ૨ | प्रीति... | प्रीतिः |
| ૪૬ | ૧૬ | ...चितम | चितम् |
| ,, | ૨૫ | दास | गुप्त |
| ૪૭ | ૧૨ | अस्थिमि... | अस्थिभि... |
| ,, | ૧૫ | ववत्चा... | त्वचा |
| ,, | ૧૫ | संदधामि | संदधामि |
| ૪૮ | ૯ | नियुनक्तु महयम् | नियुनक्तु मह्यम् |
| ૪૯ | ૭ | ऋतू- | श्यतु- |
| ,, | ૨૧ | ...म्यां | ...भ्यां |
| ૫૦ | ૩ | ...नय | ...नयं |
| ૫૧ | ૩ | ...माधाय | ...मा धाय |
| ,, | ૬ | वैस्य | वैश्यस्य |
| ૫૪ | ૧૪ | यन्या | कन्या |
| ,, | ૧૬ | ...र्युय... | ...र्युप... |
| ,, | ૧૯ | गृहणाति | गृह्णाति |

| પૃષ્ઠ સંખ્યા | પંક્તિ સંખ્યા | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૫૫ | ૧ | ग्रजां | प्रजां |
| ,, | ૨ | रोचिश्णु | गेचिष्णु |
| ૫૬ | ૫ | गृही... | गृह्... |
| ,, | ૧૯ | पारस्कक्षर | पारस्करः |
| ૫૮ | ૩ | कृष्वंतु | कृण्वन्तु |
| ,, | ૬ | ...ष्ट्वा... | ...स्तवा |
| ,, | ૧૧ | निपा... | निषी... |
| ,, | ૧૨ | .. वत्रनं | ...वचनं |
| ,, | ૧૭ | द्वादरा... | द्वादश... |
| ૬૧ | ૧૯ | त्वन्य... | त्वचमिति |
| ,, | ૨૨ | शतंम | शतं |
| ,, | ,, | शतं... | शतं श्रृणुयाम |

**સૂચના:**—કેટલીએક જગ્યાએ च, त्त्व, અને व ને ઠેકાણે व છે ત્યાં य, त्व વિગેરે જાણવું. ગ્રંથકારોના છંદોભંગો ન સુધારતાં અમે મૂળનેજ અનુસર્યા છીએ. તદુપરાંત દૃષ્ટિદોષથી રહી ગયેલી ભૂલો માટે અમે ક્ષન્તવ્ય છીએ.

કર્તા.

# પુસ્તક માટેનો અભિપ્રાય.

"ઉપવીત-વિવાહ સંસ્કાર રહસ્ય" નામનું પુસ્તક મને મળ્યું. તે વાંચ્યું છે. આ પુસ્તકમાં ઉપવીતની સમજણ આપી છે. તેમજ ઉપવીતનો કાળ-સમય બતાવ્યો છે. યોગ્ય કાળે ઉપવીત ધારણ ન થયું હોય, તો તેનું પ્રાયશ્ચિત પણ બતાવ્યું છે. વિશેષમાં ત્રણેય વર્ણો માટે ઉપવીત-કાળ બતાવ્યો છે તેમજ વિવાહ સંબંધી સૂત્રો અને તેના અર્થો બતાવ્યા છે. આથી સમજાય છે, કે કન્યાદાન ક્યારે દેવું અને કેવી રીતે. કન્યાદાન એ ઉત્તમ દાન છે.

જન્મ ધારણ કરી બીજું વધારે સારૂં ન બને તો પણ એક કન્યાદાન કરવાથી મહાપુણ્ય થાય છે. કન્યાદાન સંબંધી સમજ આ પુસ્તકમાં સારી આપી છે.

આ પુસ્તક સર્વને ઉપયોગી છે. માટે દરેકે ધ્યાનપૂર્વક વાંચ્યા સિવાય સારૂં જ્ઞાન ન મળે. બધા પંડિતો હોતા નથી, પણ પંડિતોએ બતાવેલા સારરૂપ પુસ્તકોનું અવલોકન કરવાથી ધર્મ અને જ્ઞાનની વૃદ્ધિ થાય છે. એ વાત દરેકે ધ્યાનમાં રાખવા જેવી છે. અસ્તુ.

લી૦

શાસ્ત્રી કૃપાશંકર ભગવાનજી.

સૂર્યપુર-સંસ્કૃત પાઠશાળા,

આમલીરાન—સુરત.

સંવત ૧૯૮૭
શ્રાવણ સુદ ૫.



શાસ્ત્રી રેવાશંકર મેઘજી પુરોહિત

હેલવાડાકર-મુંબઈ.

# ઉપવીત-વિવાહ

## સંસ્કારરહસ્ય.

### " ઉપનયનસંસ્કાર. "

વિવાહ, ચૌલ (મુંડન), ઉપનયન, કેશાન્ત અને સીમન્ત એ પાંચ સંસ્કાર ઘરની બહાર મંડપ બાંધી તેમાં કરવા. માળ ઉપર કરવા નહિ.

ઉપનયનનો અર્થ 'કુમારને આચાર્ય–ગુરૂ પાસે લઈ જવો' એ છે. અને એના અંગનું કર્મ ગાયત્રીમંત્રનો ઉપદેશ કરવો, જેમાં પ્રધાન (મુખ્ય) છે, તેને ઉપનયન કહે છે.

ઉપનયન એ શબ્દ યોગારૂઢ છે. યજ્ઞોપવીત (જનોઇ) ધારણ કરાવવાનું કર્મ તો ગૌણ છે. કારણ કે આશ્વલાયનસૂત્રમાં તથા પારસ્કરસૂત્રમાં તે આપવામાં આવ્યું નથી.

યજ્ઞોપવીતનો અર્થ:—**यज्ञेन प्रजापतिना यज्ञाय वेदोक्तकर्माधिकाराय इति वा उपवीतं रचितम्** । યજ્ઞરૂપ પ્રજાપતિ–બ્રહ્મદેવે વેદોક્ત કર્મનો અધિકાર પ્રાપ્ત કરાવવા રચેલું તે યજ્ઞોપવીત કહેવાય છે.

યજ્ઞસૂત્રઃ–એટલેઃ–यज्ञार्थं धृतं सूत्रं અથવા यज्ञस्य सूत्रं યજ્ઞ માટે ધારણ કરેલું સૂત્ર અથવા યજ્ઞનું સૂત્ર.

**उपवीतः** એટલે **उपवीयते उपानीयते अनेन इति उपवीतम्** ઉપવીત પહેરે છે એટલે દેવના ચિહ્નને ધારણ કરે છે. અર્થાત્ સંસ્કારહીન પુરુષો દેવયોનિને પ્રાપ્ત કરાવનારાં કોઈ પણ કર્મ કરી શકતા નથી, પરંતુ સંસ્કારી દ્વિજો પંચમહાયજ્ઞ અગ્નિહોત્રાદિ કર્મો કરીને દેવલોકમાં જાય છે; માટે પ્રત્યેક દ્વિજોએ યજ્ઞાદિ ક્રિયા કરવા માટે યજ્ઞોપવીત ધારણ કરવુંજ જોઇએ.

## "ત્રણ સૂત્રનું કારણ શું?"

"ગાર્હપત્યાગ્નિ, દક્ષિણાગ્નિ અને આહવનીય એ ત્રણ અગ્નિથી તથા પ્રાતર્, મધ્યાહ્ન અને સાયંકાળ એ ત્રણ સવનથી, તથા વિરાટ હિરણ્યગર્ભ અને ઇશ્વરની અથવા તો બ્રહ્મા–વિષ્ણુ–મહેશ્વરની ઉપાસનાથી તથા ઋક્, યજુઃ અને સામ એ ત્રણ વેદના સ્વાધ્યાયથી તથા સત્વ, રજ અને તમ એ ત્રણ ગુણોને જીતવાથી ઉત્તમ લોકની પ્રાપ્તિ થાય છે," એમ જણાવનારા ત્રણ આંટાવાળા ઉપવીતનું રહસ્ય છે.

## "ઉપનયન સંસ્કારના અધિકારી કોણ?"

ઉપનયન પુત્રને પિતાએજ કરવું. પિતા ન હોય તો દાદાએ. તે ન હોય તો કાકાએ. તેના અભાવે સગા ભાઇએ. તે ન હોય તો સગોત્ર–સપિંડે કરવું. તેય ન હોય તો મામાએ કરવું. તેઓ બધા કુમાર કરતાં અધિક ઉમરના હોવા જોઇએ. ન્હાના માટે શાસ્ત્રમાં નિષેધ છે. ઉપરના અધિકારિમાં પણ કોઈ ન હોય તો શ્રોત્રિય એવા બ્રાહ્મણે ઉપનયન કરવું.

જન્મથી બ્રાહ્મણ યોનિમાં ઉત્પન્ન થયેલ બ્રાહ્મણ જાણવો. તે ઉપનયન સંસ્કાર થયા પછી દ્વિજ કહેવાય છે અને વેદાધ્યયન થયા પછી વિપ્ર કહેવાય છે, અને જન્મથી બ્રાહ્મણ હોઈ તે સંસ્કારયુક્ત વિપ્ર થઈ વેદાધ્યયન કરે ત્યારે શ્રોત્રિય કહેવાય છે.

## "ઉપનયન દેવા અગાઉ શું કરવું ?"

ઉપનયન કરનારાએ ત્રણ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું અને કુમાર–બટુકે પણ ૩ કૃચ્છ્ર પ્રાયશ્ચિત્ત કરવું. ઉપનયન કર્તાએ ઉપનયન કરવાનો અધિકાર પ્રાપ્ત થવાને માટે દશ હજાર ગાયત્રી મંત્રનો જપ કરવો યા કરાવવો. તેમજ બટુકને પણ ઉપનયનના અધિકાર્થે બાર હજાર ગાયત્રી મંત્રના જપનું શ્રેય આપવું. ત્યારે ગાયત્રી મંત્રોપદેશનો અધિકારી થાય છે.

## "ઉપનયનના બીજા અર્થો."

ઉપનયન=ઉપ+નયન. ઉપ ઉપસર્ગથી સમીપ નયન=લઈ જવું એટલે પરબ્રહ્મ જગત્કર્તા સંબંધી જ્ઞાન થવાને અધિકાર જે વડે થાય છે તેને ઉપનયન કહે છે. બીજો અર્થ:–ઉપ+નયન. ઉપ=ત્રીજું, નયન= નેત્ર, જ્ઞાન પ્રાપ્ત કરવા તેમજ વેદાધ્યયન કરવા ત્રીજું નેત્ર. એટલે જ્ઞાન પ્રાપ્ત કરવાનું પગથીઉં તે ઉપનયનસંસ્કાર છે. ઉપનયન સંસ્કાર તે બટુકને બુદ્ધિમાન્, બળવાન્ થવાનું સાધન છે.

## "જનોઈ ન મળ્યું હોય તેના ધર્મો"

મૌંજી–(ઉપનયન) થયા પહેલાં બાળક ઇચ્છા પ્રમાણે ફરે, ઇચ્છામાં આવે તેની જોડે ભાષણ કરે તેમાં દોષ નથી, તેથી લઘુશંકા અને શૌચ ઇત્યાદિ વિષે આચમન કરવાનો જે આચાર છે તે મૌંજી પહેલાં

નથી. ઇચ્છામાં આવે તે ભક્ષણ કરે તેમાં દોષ નથી, લઘુપાતકનું કારણ એ કે:-લસણ, વાસી રહેલું અન્ન અને ઉચ્છિષ્ટ અન્ન ઇત્યાદિકનું ભક્ષણ કરવાથી દોષ નથી. એ પ્રમાણે પીવામાં અયોગ્ય પદાર્થ આવે અને અસત્ય કે ન બોલવાનું બોલે તો પણ દોષ નથી. મહાદોષનાં કારણોઃ-માંસ અથવા અન્ત્યજ અને રજસ્વલા ઇત્યાદિકનું અડકેલું અન્ન તેનું ભક્ષણ થયું હોય અથવા મદ્યાદિ પીવામાં આવ્યું હોય તો દોષ છેજ. રજસ્વલા ઇત્યાદિકનો કુમારને સ્પર્શ થાય તો કુમારે સ્નાન માત્ર કરવું. શિશુ અવસ્થામાં જળનું સિંચન કરવું. અને બાળકે આચમન કરવું.

અન્નપ્રાશન પહેલાં શિશુ નામ છે. ચૌલથી પ્રથમ અથવા ત્રણ વર્ષ પહેલાં બાળક નામ છે. અને ચૌલ-મુંડન પછી અને મૌંજી બંધન (ઉપનયન) પહેલાં કુમાર નામે કહેવાય છે.

આચમન એટલે ત્રણ વખત જલપાન કરવું. નહી કે હોઠને માર્જન કરવું. જે કુમારને યજ્ઞોપવીત થયું નથી તેને વેદનો ઉચ્ચાર કરાવવો નહી. પરંતુ માતા પિતાની અંત્ય ક્રિયામાં મંત્રોચ્ચારનો અધિકાર છે, અને તે ઔરસ પુત્ર માટે છે. બાળકનું કરેલાં પાપાદિનું પ્રાયશ્ચિત તેના પિતાદિકે કરવું.

## "ઉપનયન સંસ્કારનો કાળ."

ગર્ભથી કે જન્મથી ૫ મે કે ૮ મે વર્ષે બ્રાહ્મણે, ૧૧ કે ૧૨ મે વર્ષે ક્ષત્રિએ, ૧૨ કે ૧૬ મે વર્ષે વૈશ્યે, જનોઇ ધારણ કરવું.

ધનની ઇચ્છા રાખનારે ૬ ઠ્ઠે વર્ષે, વિદ્યાની ઇચ્છા રાખનારે ૭ મે, સર્વની ઇચ્છા રાખનારે ૮ મે, અને કાન્તિની ઇચ્છા રાખનારે નવમે વર્ષે જનોઇ ધારણ કરવું તેમાં ગૌણ કાળ ૧૬ વર્ષ પર્યંત બ્રાહ્મણને,

૨૨ સુધી ક્ષત્રિયને, ૨૪ વર્ષ સુધી વૈશ્યને, જનોઈ લેવા કહ્યું છે. આ ગૌણ કાળમાં ગર્ભથી સંખ્યા લેવી. એમ છતાં જન્મ થકી ૧૫ વર્ષ પર્યંત જનોઇ થઇ હોય, તો બ્રાહ્મણને તે માટે પ્રાયશ્ચિત્ત નથી. પણ ૧૬ મું વર્ષ પ્રાપ્ત થયું હોય તો શિખાસહિત વપન (હજામત) કરાવવી. ત્યાર પછી ૨૧ રાત્રિ યવ ભક્ષણ કરવું ૭ બ્રાહ્મણને ભોજન કરાવવું એ પ્રમાણે પ્રાયશ્ચિત્ત કરાવવું. ૧૭ મું ઇત્યાદિક થતાં ૩ કૃચ્છ્ર અધિક પ્રાયશ્ચિત કરાવી મૌંજી ધારણ કરવું. બ્રાહ્મણ અને ક્ષત્રિયે ઉત્તરાયણમાં જનોઈ લેવું, વૈશ્યને દક્ષિણાયનમાં કરવું. અથવા મહાથી જેઠ સુધીના માસો સર્વ દ્વિજો માટે કહ્યા છે. મીનરાશિવાળાને ચૈત્ર માસ ઉત્તમ કહ્યો છે. તેમાં કોઈ ગુરુ શુક્રાસ્તાદિ, ગુરુ ચંદ્રની શુદ્ધિ પણ જોવાની જરૂર નથી. તેમાં જન્મમાસાદિક પણ જોવું નહી. વદી પાંચમ સુધી ઉત્તમ છે. સંકટમાં વદી ૧૦ સુધી કરાય છે. ૩ પેઢીથી ગાયત્રીથી જેઓ પતિત થતા આવ્યા છે. તેમને કાલાતિક્રમ દોષનું પ્રાયશ્ચિત્ત કરાવીને પણ ઉપનયનસંસ્કાર કરવો નહી, તથા વેદાધ્યયન કરવું કરાવવું નહી, આવી રીતે પતિત થયેલા જોડે સંબંધ જોડવાની પણ શાસ્ત્રમાં મના છે. માટે જેને સંસ્કાર કરાવવાની ઇચ્છા થાય તેણે વ્રાત્યસ્તોમ કરી પવિત્ર થઈ આચાર્ય પાસે જનોઇ લેવું. તે વ્રાત્ય પ્રાયશ્ચિત્ત કર્યા પછી તેમની જોડે સર્વ વ્યવહાર કરવો. જેઓને જનોઇ નહોય તેવા-ઓને પુરાણોક્ત વિધિથી સંસ્કાર કરવામાં આવે છે. પણ તે વેદોક્ત જેટલી કાયિક, વાચિક અને માનસિક શુદ્ધિ નથી. વ્રાત્યસ્તોમ ઉતમ છે અને ષડબ્દ પ્રાયશ્ચિત્ત અથવા સવા લક્ષ ગાયત્રી જપાવીને પછી પણ જનોઇનો અધિકાર પ્રાપ્ત થાય છે. આ વિષયમાં ઓછામાં ઓછા ૩ પંડિતોની સભા બોલાવી તેઓ ફરમાવે તેમ પ્રાયશ્ચિત્ત લઇ અધિકાર પ્રાપ્ત કરવો.

## "યજ્ઞોપવીત ક્યારે, કોણે, અને કેવી રીતે બનાવવું."

યજ્ઞોપવીત માટેનું સૂતર લેવું તે બ્રાહ્મણોની કુંવારિકા તથા સૌભાગ્યવતી સ્ત્રીઓ કે વિધવાએ હાથે કાંતેલું લેવું. પડવો-આઠમ-ચૌદસ-પૂનેમ-અમાવાસ્યા વગરના દિવસે સવારે ભોજન કર્યા પહેલાં મધ્યાહ્ન પહેલાં હાથ-પગ ધોઇ શુદ્ધ થઈ પૂર્વાભિમુખે અગર ઉત્તરાભિમુખે બેસી ડાબા હાથની પાસે રાખેલી ૪ આંગળીઓનાં મૂળમાં છન્નુ આંટા વીંટી પછી સૂત્રને ત્રેવડું કરવું. પછી તેને ડાબા હાથ ભણી વળ જાય એમ વણવું. પુનઃ તેને ત્રેવડું કરી જમણી ભણી વળ જાય તેમ વણવું. એ રીતે નવ સૂત્ર થાય છે. તેને ૩ વાર પ્રદક્ષિણાવર્તન રીતે વીંટી પાકી ગાંઠ આપવી.

જનોઈ પહેરવામાં કેટલાએક એમ પણ સમજતા નથી કે આ જનોઇ હું શા કારણે પહેરૂં છું. ન્હાનાં છોકરાંને પૂછશો કે આ જનોઇ શું કામ પહેરી છે? તો જવાબ મળશે કે "કાન ઉપર ચઢાવી લઘુશંકા કરવા સારૂ." પણ તેમાં તેઓ દોષિત નથી. તેઓ તો આપણા મોટાઓનું અનુકરણ કરે છે. જ્યાં આપણેજ જે કામ ધર્મનો વિચાર કર્યા વિના કરીએ, ત્યાં ન્હાનાંને શો દોષ દેવો?

શ્રાવણી પૂર્ણિમા માટે મોટાં શહેરોમાં હંડ્રવેટોના ભાવે ભ્રષ્ટ જનોઈ વેચાય છે. તેમજ એકાદ લાખ રૂ. ના સુતર અને રેશમના નકલી જનોઈ હિન્દુસ્થાનમાં દર સાલ આવે છે. આજકાલ જ્યાં વિદેશી કાપડ અને વસ્તુમાત્રનો બહિષ્કાર થઈ રહ્યો છે, ત્યાં વિદેશી જનોઈ પહેરવાં શું વ્યાજબી છે? ખરી રીતે શાસ્ત્રાજ્ઞા પ્રમાણે આપણે વર્તન ન રાખ્યું તેથીજ આપણી અધોગતિ થઇ છે, અને થશે. શાસ્ત્ર વિરૂદ્ધના યાવત્ કાર્ય વ્યર્થ જાય છે, જનોઇ પોતાના માપસરનું પોતેજ બનાવવાનો શાસ્ત્રવિધિ છે, ત્યાં વેચાતી લેવાનો પ્રશ્નજ ક્યાં રહ્યો?

આજકાલ રેંટિયા તકલી ઘણા લોકો ચલાવે છે; તેમાં વસ્ત્ર વણી–વણાવી પહેરે છે, તેમ જનોઇ બનાવી ન પહેરી શકાય?

વ્રતબંધ–જનોઇનો અર્થ એમ છે, કે ત્યાજ્ય અપવિત્ર વસ્તુનો ત્યાગ અને ગ્રાહ્ય પવિત્ર વસ્તુનું ગ્રહણ એ રીતના વ્રતનું બંધન સ્વીકારવું તે; અને તે જનોઇ લેવાના દિવસે તે વ્રતથી બંધાય છે.

વિધિસર જનોઈ પહેરવાથી અને નિયમ પાલન કરવાથી, દીર્ઘાયુ, બલ, અને તેજ વધે છે. આજ તેવા કેટલા છે! તેમાં જનોઇનો દોષ નથી. ત્રણુતારનું બનાવટી જનોઇ લટકાવી–તેવી ઉચ્ચ ભાવના રાખવી મૂર્ખાઇ છે. અને આવા કર્મહીન નિર્લજ્જના ગળામાં પડેલી મેલથી ખરડાયેલી જનોઈ ખરેજ શરમાતી હશે, કે આને પાને હું ક્યાં પડી?

આ જનોઈ ૩ આશ્રમ, ૩ વર્ણ, ૩ ઋણ, અને ૩ કાંડનું પ્રયોજક છે.

तिथिवारं च नक्षत्रतत्ववेदा गुणत्रयम् ।
कालत्रयं च मासा च ब्रह्मसूत्र च षण्नव ॥

આંગળીઓમાં ૯૬ વાર આવૃત્તિ કરવાનું તાત્પર્ય ૧૫ તિથિ, ૭ વાર, ૨૮ નક્ષત્રો, ૨૪ તત્વો, ૪ વેદો, ૩ ગુણો, ૩ કાળ, અને ૧૨ માસો એટલાનો સંબંધ આપણામાં હોવાનું સૂચવે છે.

ૐકાર કે બ્રહ્મગ્રન્થીનું રહસ્ય:—



બ્રહ્મનું જ્ઞાન કરાવવા વાળી જે ગાંઠ તેને બ્રહ્મગ્રંથી કહે છે. બ્રહ્મપાશમાં પ્રવરની ત્રણ ગાંઠ છે, તે ત્રણ વેદોની બોધક છે. જનોઇનાં

બંને છેડાઓમાં એકમાં બે અને બીજામાં એક ગાંઠ દેખાય છે. અંતમાં એ બેઉને મેળવી એક સૂત્ર કરી તેની ઉપર દૃઢ ગાંઠ દેવાય છે. તેને પ્રણુવ કહે છે. આ ગ્રન્થીમાં ધ્યાનપૂર્વક જોવાથી ૐકારનું સ્વરૂપ સાફ માલમ પડે છે.



# યજ્ઞોપવીતનું તાત્ત્વિક રહસ્ય.

યજ્ઞોપવીતનું બીજું નામ બ્રહ્મસૂત્ર. ધારણ કરે છે તેજ બ્રહ્મ (વેદ કિંવા પરમાત્માને) જાણવાને અધિકારી થાય છે, એમ શિષ્ટ જનોની માન્યતા છે. પ્રત્યેક માણુસનું સ્થૂલ શરીર બહુધા પોતપોતાના છન્નુ આડા આંગળની ઉંચાઈનું હોય છે એમાં રહેલા આત્માના ૪ પાદ મંડુકોપનિષદ્‌માં છે એમ બતાવવાનેજ આંગળાં ઉપર છન્નુ વાર સૂત્ર વીંટી જનોઈ બનાવવામાં આવે છે. પ્રથમના સૂત્રને ત્રેવડું કરવાથી ત્રણ ગુણો વડે પિંડ બ્રહ્માંડની દૃશ્ય સ્થિતિ છે એમ સૂચવ્યું છે. પુનઃ ઊર્ધ્વવળ આપવાથી અને ત્રેવડું કરી અધો (નીચો) વળ આપવાથી એમ સૂચવ્યું, કે જેમાં સત્વગુણ પ્રધાન છે, એવા ત્રણ ગુણો દેહની અધોગતિ કરનારા છે. પછી તે પ્રકૃતિ ઘટમાળમાંથી છૂટવાનો ઉપાય માત્ર "ત્રિપદા" ત્રણ પાદવાળી ગાયત્રી કે વેદત્રયી (ઋગ્. યજુઃ સામ)જ છે કારણ કે તે ૩ વેદમાંથી ભૂઃ ભુવઃ સ્વઃ ક્રમેથી લીધા છે. એમ બતાવવા તેને ત્રેવડું કરવામાં આવે છે. ગ્રંથિમાં પ્રવર નાખી એમ સૂચવવામાં આવે છે, કે અમારા ગોત્રમાં આટલા ઋષિઓએ બ્રહ્મ (વેદ)નું દર્શન કર્યું હતું. આવી રીતે તે બનાવવામાં બહુ ગુપ્ત સંકેતો રહેલા છે.

**अयन्तु परमो धर्मो यद्योगेनात्मदर्शनम्** । યોગ (સમાધિદ્વારા) વડે આત્મ–બ્રહ્મ સાક્ષાત્કાર કરવો એજ પરમ ધર્મ છે. તે પરમધર્મની પ્રાપ્તિ માટેજ બ્રહ્મવિદ્યાના સિદ્ધાન્તના સંકેતરૂપ આ બ્રહ્મ-સૂત્ર (જનોઇ) અધિકારીને પ્રાવેશિક દીક્ષા આપી આચાર્ય પહેરાવે છે અને ગાયત્રીજપ તથા પ્રાણાયામાદિથી બાંધે છે.

## કઇ ગાયત્રી બ્રાહ્મણાદિ માટે છે?

બ્રાહ્મણને ત્રણ પાદવાળી ત્રિપદા ગાયત્રી ૨૪ અક્ષરની, ક્ષત્રિયને ચારપાદ વાળી ત્રિષ્ટુપ્ ૩૨ અક્ષરની, અને વૈસ્યને ચાર પાદવાળી જગતીનો ઉપદેશ કરવાની શાસ્ત્રની આજ્ઞા છે, અથવા સર્વને ગાયત્રીનો ઉપદેશ કરવો તેમાં ગાયત્રીના પ્રથમ પાદમાં ૮ અક્ષરો હોવાથી બ્રાહ્મણોને ૮ મે વર્ષે તથા ત્રિષ્ટુપ્‌ના પ્રથમ પાદના અગીયાર અક્ષરો હોવાથી ક્ષત્રિયને અગ્યારમે વર્ષે તથા જગતીના પ્રથમ પાદમાં ચાર અક્ષર હોવાથી વૈશ્ય ને ૧૨ મે વર્ષે ઉપનયન સંસ્કાર કરવો આ કાળથી બમણો કાળ વીતે તો સંસ્કારના સમયનું ઉલ્લંઘન થઇ જવાથી તે પુરુષને છંદનો ઉપદેશ કર્યા છતાં તે છંદો ફળને આપી શકતા નથી.

## બ્રાહ્મણની ગાયત્રીનો અર્થ.

પૃથિવી અંતરિક્ષ અને સ્વર્ગમાં વ્યાપ્ત તે સવિતા દેવતાના પ્રકાશ આપનારા સર્વોત્તમ તેજનું અમે ધ્યાન કરીએ છીયે, જે તેજ અમારી બુદ્ધિને સત્કર્મમાં પ્રેરો.

ગાયત્રીના ઘણા પ્રકારના અર્થ થાય છે જેને જે ઠીક લાગે તે અર્થ ગ્રહણ કરે છે.

## દ્વિજ એટલે શું?

દ્વિ=બે, જ=જન્મ. બીજો જન્મ દ્વિજ કહેવાય છે. પ્રહેલો માતાના ઉદરથી બીજો યજ્ઞોપવીત સંસ્કાર થવાથી વિદ્યા શિખવાનો અધિકાર પ્રાપ્ત થાય છે, તેથી તે બીજો અવતાર છે.

## "યજ્ઞોપવીત સંસ્કાર પારસ્કર ગૃહ્યસૂત્ર પ્રમાણે."

આઠમે વર્ષે બ્રહ્મભોજન થયા પછી બાળકને ક્ષૌર કરાવી સારાં વસ્ત્રાલંકાર પહેરાવીને અગ્નિની સમીપ પશ્ચિમ ભાગે પોતાની દક્ષિણ

દિશાએ બેસાડી **ब्रह्मचर्यमागाम्** હું બ્રહ્મચર્ય સારૂ આવ્યો છું. એમ આચાર્ય બોલાવે ને કુમાર તે પ્રમાણે બોલે છે. પછી **ब्रह्मचार्यसानीति च** હું બ્રહ્મચારી છું. એમ જે બોલાવે તેમ બોલે. પછી આચાર્ય તે બટુકને યને- ચિ૦ એ મંત્રથી નવીન વસ્ત્ર પહેરવા આપે. અને તેનો અર્થ સમજાવી કહે કેઃ-"હે કુમાર જે વિધિથી ઇન્દ્રને બૃહસ્પતિએ વસ્ત્ર પહેરાવ્યાં તેજ વિધિથી હું તને દીર્ઘાયુષ્ય બલ અને ઐશ્વર્ય પ્રાપ્ત કરાવવાને વસ્ત્ર પહેરાવવું છું. પછી આચાર્ય મેખલાબંધન કમરમાં કરે છે તે વખતે કુમાર **इयं दुरुक्तं** એ મંત્રથી થયેલી અપવિત્રતાનો નાશ કરો. બ્રહ્મચર્ય, સુશિક્ષા તથા સદ્‌વિદ્યા પ્રાપ્ત થવા માટે ધારણ કરી છે, તે કુશિક્ષા, કુવિદ્યા તથા કષ્ટ નાશ કરો. મને પાવન કરો. આ મેલા પ્રાણ તથા અપાન વાયુને સંપૂર્ણ બળ આપવા વાળી મને બલવાન કરનાર બહેનના જેવી હિતકર, કાન્તિ પ્રાપ્ત કરાવનાર તથા સૌભાગ્ય આપનાર આ મેખલા છે તે મ્હેં ધારણ કરી છે. આમ કેડની આસપાસ મેખલા બંધન કરવાથી પ્રાણ, અપાનની ગતિ નિયમિત થાય છે, અને ઉદરના રોગો જલધર આદિ તથા પેઢાના રોગો અને ઉપસ્થેન્દ્રિયના રોગોનો નાશ થાય છે. પછી આશ્વલાયનગૃહ્ય સૂત્રની કારિકાના વચનાનુસાર **एवं-भूतं कुमारं कुर्याद्यज्ञोपवीतिनम्**। આ સ્થિતિના કુમારને યજ્ઞોપવીત આપવું **यज्ञोपवीतं**૦ એ મંત્ર બોલી કુમારે તે ધારણ કરવું. તે મંત્રનો અર્થ અને શ્લોકઃ—

**यज्ञोपवीतं परमं पवित्रं प्रजापतेर्यत्सहजं पुरस्तात्।**
**आयुष्यमग्र्यं प्रतिमुंच शुभ्रं यज्ञोपवीतं बलमस्तु तेजः**

પરમાત્માનું જ્ઞાપક (**परमं** નો અર્થ જયરામે **परं आत्मा मीयते येनेति** એવો કહેલો છે.) પવિત્ર કરનારૂં પ્રજાપતિની જોડે

પ્રથમ ઉત્પન્ન થયેલું હોવાથી સ્વાભાવિક રીતે શુદ્ધિવાળું, આયુષ્ય તથા ઉત્તમ પદ પ્રાપ્ત કરાવનારૂં યજ્ઞોપવીત હે આચાર્ય ! હું ધારણ કરૂં છું તેથી તે મારા બલ અને તેજની વૃદ્ધિ કરો. જવાબમાં આચાર્ય કહે છેઃ– "વેદોક્ત કર્મના અધિકાર માટે પરમાત્મા પ્રત્યે ભક્તિ ઉત્પન્ન થવા સારૂ. અધ્યાત્મ વિદ્યાનું જ્ઞાન થવા તને યજ્ઞોપવીત ધારણ કરાવું છું."

ત્યાર પછી **मित्रस्य चक्षु०** એ મંત્રથી અજીન (મૃગચર્માદિ ) ધારણ કરવાં તે પછી કુમાર **यो मे दंड०** એ મત્ર ભણે છેઃ–"જે દંડ મને આપવામા આવે છે. તે વૃક્ષની ઉપર આકાશમાં ઉત્પન્ન થયો છે. ને પછી ભૂમિ ઉપર આવ્યો તે દંડ હું દીર્ઘાયુષ્ય વેદાધ્યયન અને બ્રહ્મચર્યની પ્રાપ્તિ માટે ગ્રહણ કરૂં છું." પછી આચાર્ય પોતાની અંજલિથી કુમારની અંજલિમાં **आपोहिष्ठा** આદિ ૩ મંત્રો ભણી જલ પુરે છે. તે પછી બંને હાથો ઉંચા કરી સૂર્યનું ઉપસ્થાન કરવું.

પછી **तच्चक्षुर्दे.** એ મંત્રથી સૂર્યનું દર્શન આચાર્ય કરાવે છે. અને કુમારના જમણા ખભા ઉપરથી પોતાનો જમણો હાથ શિષ્યના હૃદય ઉપર મુકી પરસ્પર . પ્રતિજ્ઞા કરવી. હે શિષ્ય ! સદ્‌વિદ્યા પ્રાપ્ત કરવા માટે તારૂં અને મારૂં ચિત્ત અનુકુળ રહો. **मम व्रतेते हृदयं दधामि.** એ મંત્ર સંપૂર્ણ ભણીને આચાર્યે તેના હૃદયનો સ્પર્શ કરવો. શિષ્ય કહે છે, કે હું સર્વથા આપની અનુકુળતા જાળવીશ.

પછી આચાર્ય કહે છે. કે મ્હારા નિયમો તારા હૃદયમાં હું પ્રવેશ કરાવું છું. માટે તું મ્હારાથી કદાચિત્ વિરુદ્ધ થઇશ નહિ તથાપિ હું પણ તારા પ્રત્યે સદ્‌વિદ્યા તથા સદ્‌ઉપદેશ કરવા અનુકૂળ રહીશ,

એટલે તું મ્હારો ઉપદેશ ગ્રહણ કરવા તૈયાર થા. પરમાત્મા સર્વથી શ્રેષ્ઠ છે, માટે તમે મ્હારા પ્રત્યે જોડી દો.

પછી બ્રહ્મચારીનો જમણો હાથ પકડીને આચાર્ય પૂછે છે કે તું કોણ છે અને તારૂં નામ શું? કુમાર કહે છે. હું આપનો વિદ્યાર્થી છું, બ્રહ્મચારી છું અને મ્હારૂં નામ અમુક છે. આચાર્ય પૂછે છે, કે તું કોનો બ્રહ્મચારી છે? શિષ્ય કહે છે કે આપનો.

પછી તે વખતે આચાર્ય સંતોષ પામી કહે છે કે તું ઇન્દ્ર જે પરમાત્મા છે તેનો બ્રહ્મચારી છે. તથા અગ્નિ જે સર્વજ્ઞ ઈશ્વર છે, તે તારો આચાર્ય છે, તથા હું પણ તારો આચાર્ય છું. તે સર્વ જગતના સુખને માટે વિદ્યા પ્રાપ્ત થવા માટે તથા મ્હારે માટે પરમેશ્વરે તને ઉત્પન્ન કર્યો છે. પ્રજાપતિ જે પરમાત્મા તેને હું તને અર્પણ કરૂં છું. સર્વ જગતનો પેદા કરનાર જે સવિતા દેવતા તેને અર્થે હું તને અર્પણ કરૂં છું. તથા જલૌષધિ, પૃથ્વી સ્વર્ગ. તથા વિશ્વદેવા, એટલે જે વિદ્વાન્ પુરૂષો, તેઓનો ગુણ તથા જ્ઞાન પ્રાપ્ત કરવા તથા ભોગાદિ તથા દુઃખનો નાશ કરવા, તને અર્પણ કરૂં છું. પછી બટુકને **जापतये.** એ મંત્ર ભણી આચાર્ય સોંપે છે "હે શિષ્ય! તને પ્રજાપતિ દેવતાને, સવિતા દેવતાને, જળદેવતાને, ઔષધીને, દ્યાવા પૃથ્વીને વિશ્વેદેવતાને. તથા સર્વ ભૂતોને સોંપું છું. તેઓ સર્વ તારૂં રક્ષણ કરો."

**"કોણે કયા રંગનું શેનું મૃગચર્મ, મેખલા, જનોઇ વિ. પહેરવું?"**

બ્રાહ્મણોએ કાળા રંગના મૃગનું, ક્ષત્રિયે બકરાનું, વૈશ્યે ઘેટાનું ચર્મ ધારણ કરવું. બ્રાહ્મણે મુંજના દોરાનો ત્રેવડો વણેલો લીસો તથા સરખા તાંતણાનો બનાવેલો કંદોરો ( મેખલા ) પહેરવો, ક્ષત્રિયે

મોરવેલના રેસામાંથી અથવા મનુષ્યની ૩ શેરની દોરીનો અને વૈશ્યે શણના ત્રણ શેરવાળો કંદોરો-મેખલા પહેરવી.

બ્રાહ્મણે સુતરની જનોઈ ૩ સરવાળી અને જમણી બાજુથી વળ દીધેલી. ક્ષત્રીયે તેવીજ શણની. અને વૈશ્યે પણ તેવીજ ઉનની જનોઈ ધારણ કરવી. બ્રાહ્મણે બીલી કે ખાખરાનો, ક્ષત્રિયે વડ કે ખેરનો, વૈશ્યે પીલુ કે ઉંબરાના વૃક્ષનો દંડ ધારણ કરવો.

"યજ્ઞો પવીતમાં નવ દેવતાનું નીચે પ્રમાણે આવાહન કરવાનું."

**प्रथमतंतौ ॐकारं आवाहयामि, २. अग्नि, ३. नागान् ४. सोमं, ५. पितृन्, ६. प्रजापतिं, ७. वायुं, ८. सूर्यं, ९. विश्वेदेवान्.**

**सूत्रेषु ब्रह्माणं आ त्रिगुणीकृतेषु विष्णुं आवाहयामि. ग्रंथिमध्ये रुद्रं आ** તે પછી બંને હાથના અંગુઠા તર્જની તથા મધ્ય કનિષ્ટિકા વચ્ચે જનોઇ રાખી. બંને હાથો ઉંચા કરી **ॐ तच्चक्षुर्दे.** એ મંત્ર ભણી સૂર્યને દેખાડી **यज्ञोपवीतं.** એ મંત્રથી. ડાબે ખભે ધારણ કરવું.

## જનોઈ ક્યારે નવું પહેરવું. યંત્રનું બનેલું કેમ પહેરવું?

યંત્રમાં સિદ્ધ થયેલ સુતરથી જનોઇ કરવાની આવશ્યકતા પડે તો પ્રથમ દશ ગાયત્રી મંત્ર વડે જળને અભિમંત્રણ કરી, તે જલથી સૂત્રને પ્રોક્ષણ કરી જનોઇ બનાવવું. કર્મ કાળે સ્તનથી ઉપર અને નાભીની નીચે જનોઈ ધારણ કરવું નહી જોઇએ.

બીજાએ પહેરેલું, તુટેલું, નાભિથી નીચે ઉત્તરેલું, અને ભોજન કર્યા પછી બનાવેલું જનોઇ કાઢી નાખી, નવું પહેરવું, તેમજ ચિંતાનો

ધુમાડો, ચિતાના કાષ્ટ, ચાંડાલ, મુડદું, રજસ્વલા અને સુવાવડીનો સ્પર્શ થતાં વસ્ત્ર સહિત સ્નાન કરી બીજું જનોઈ વિધિપૂર્વક પહેરવું. જનોઇને ગળામાં કરી પછી કાન ઉપર વીંટયા વગર મળમૂત્રનો ત્યાગ કરે, તો તે જનોઇ ત્યાગી બીજું ધારવું. કદાચ ગફલતે જનોઇ જતું રહ્યું હોય તો મૌન રાખી. મંત્રસહીત યજ્ઞોપવીત નવું ધારણ કરવું. બ્રહ્મચારીએ એક, ગૃહસ્થે બે કે તેથી વધુ જનોઇ પહેરવાં. અભ્યંગ સ્નાન, સમુદ્રસ્નાન, અને માતાપિતાના સાંવત્સરિકને દિવસે, કંઠેથી જનોઈ કાઢી તેનું પ્રક્ષાલન કરવું. કદાચિત્ જનોઇનો નાશ થયો હોય અને તે નજ મળ્યું હોય તો વસ્ત્ર અથવા તે ન હોય તો દર્ભની બનાવેલી દોરી જનોઇની પેઠે કરી, તે જનોઈ પહેરતાં સુધી ધારણ કરવી તેને ત્રેવડી કરવાની જરૂર નથી.

## ગાયત્રીનો ઉપદેશ કેમ કરવો?

કુમારને પશ્ચિમાભિમુખ તથા આચાર્યે પૂર્વાભિમુખે બેસીને માથા ઉપર વસ્ત્ર ઢાંકી આચાર્યની સામે દૃષ્ટિ રાખી પિતા કે આચાર્યે કુમારનો જમણો હાથ પકડી નીચે મુજબ ગાયત્રી મંત્રનો ઉપદેશ આપવો.

પહેલીવાર:—**ॐ भूः भुवः स्वः ॐ तत्सवितुर्वरेण्यं**

બીજીવાર:—...........**भर्गोदेवस्य धीमहि,**

ત્રીજીવાર:—પૂરાગાયત્રી મંત્ર-**धियो यो नः प्रचोदयात्** સુધીનો ભણી જવો. અને તેનો અર્થ અગાઉ લખીગયા પ્રમાણેનો સમજાવવો.

## "ઉપનયન વિ. નો અર્થ."

**गृह्योक्तकर्मणा येन समीपे नीयते गुरोः बालोवेदाय तद्योगाद् बालस्योपनयनं विदुः** જે ગૃહ્યસૂત્રોક્ત કર્મથી ગુરૂ પાસે વેદ ભણાવવા મોકલાય તે કાર્યને ઉપનયન કહે છે.

**यज्ञो वै विष्णुः तदधिष्ठानं ब्रह्मवास्तूत्रंसंबन्धः** અર્થાત્ જેના વડે બ્રહ્મની સાથે સંબંધ કરી શકાય છે. તે **यज्ञसूत्र** અને ત્રીજું [illegible] તેનું નામ છે. દંડનો અર્થ ત્રણ દોષો મન કાયા વાણીના નાશ કરનારા જેમાં ૩ દોરા છે તે **त्रिदण्डि** એ જનોઇનું જુદું નામ છે.

### "ડાબે ખભે શા માટે પહેરીએ છીયે ?"

જે શરીરનો જમણો ભાગ છે, તે પુરૂષનો છે. જ્યારે ડાબો ભાગ સ્ત્રીનો લેખાય છે. પુરૂષ સ્વતંત્ર છે જ્યારે પ્રકૃતિ પરાધીન છે. તેથીજ જમણો ખભો ખાલી રાખીયે છીએ આ ચિહ્ન એ બતાવે છે, કે પુરુષે પ્રકૃતિને આધીન ન રહેવું.

### જમણે કાને શા માટે ?

મલ મૂત્રાદિ વખતે જનોઈ જમણે કાને રાખવામાં એ તાત્પર્ય છે, કે મલમૂત્રાદિ શારીરિક કાર્ય વખતે પેટની નીચેનો ભાગ અપવિત્ર થાય છે, જ્યારે જમણો કાન ધર્મ કાર્યમાં ગાયત્રી ઉપદેશ લેવામાં પવિત્ર હોવાથી તેની ઉપર રખાય છે વૈદ્યક 'શાસ્ત્રવેત્તાઓ કહે છે, કે પુરુષોના કાનમાં એક રગ છે જે ગુહ્યેન્દ્રિય જોડે ગાઢ સંબંધ ધરાવે છે. જનોઈ કાન ઉપર રાખવાથી ધાતુક્ષય થતો નથી. ઉલટી વીર્ય રક્ષા થાય છે. અને અંડવૃદ્ધિ રોગનો નાશ કરે છે, તેથીજ ૧૬ સંસ્કારમાં કર્ણવેધ સંસ્કાર કાનમાં થાય છે. આજ કાલના પાશ્ચાત્ય વાયુને વંટોળીએ ચડેલા યુવકો જનોઈ રાખતાં શરમાય છે. અને તેનો ત્યાગ કરી જનોઇને બદલે નેકટાઇનને બહાને ગળાફાંસો કે જે ક્રૉસ ક્રિશ્ચિયન ધર્મનું ચિહ્ન છે, તેને ધારણ કરી, શિખા સૂત્રથી રહિત થવા

ધારવ્યા છે, કે જે શિખા મુસલમાની રાજ્યના અમલમાં માથા સાટે હતી. તે આજે સહર્ષ કપાવી નંખાવે છે.

"બ્રહ્મચારિને પાળવાના નિયમો."

૩ વખત સંધ્યા, અગ્નિની સેવા, અને भवति भिक्षां देहि કરી બ્રાહ્મણે બ્રાહ્મણને ત્યાંજ ભિક્ષા માગવી. આફત હોય તો ક્ષત્રિય કે વૈશ્યને ત્યાંથી કાચા અનાજની ભિક્ષા લેવી. બ્રહ્મયજ્ઞ હમેશાં કરવો. ઉચ્છિષ્ટ. મદ્ય, માંસ, વાસીઅન્ન, દિવસે નિદ્રા, નેત્રમાં કાજળ આંજવું, છત્રી ઓઢવી, પલંગે સુવાનું, પાન ખાવું, કાંસાનાં પાત્રમાં ભોજન, મદ્ય, સૂતકાન્ન,એકાદશાહઅન્ન, ચોથીયાં, શ્રાદ્ધનું ભોજન વિ. વર્જીત કરવું તેવીજ રીતે સ્ત્રીનો સંસર્ગ, નાટક અને જેનાથી બ્રહ્મચર્યનું ખંડન થાય તેવી વસ્તુનો ઉપભોગ કે સહવાસ ન કરવો. તેલનું મર્દન, કામ, ક્રોધ, લોભ, નાચ, ગાન, વાજિંત્ર વગાડવું, જુગાર, વાદવિવાદ, પરનિન્દા, અસત્ય ભાષણ, સ્ત્રીઓને તાકીને જોવું, તેનો સ્પર્શ, વિગેરેનો ત્યાગ કરવો. એકલા સુવું, વીર્યપાત ન કરતાં રક્ષણ કરવું. તેનાથી વિદ્યા કર્મ આયુષ્ય તપ, ઉત્તમ. પ્રજા અને ઇચ્છાસિદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે. આપણામાં **समावर्तन** સંસ્કાર એ ગુરૂ પાસેથી ભણીને ગુરૂકુલનો ત્યાગ કરી ઘરે આવવું તે છે, અને પછી બ્રહ્મચર્યના બધાં ચિહ્નનો ત્યાગ કરી કેશ ઉતરાવીને ગૃહસ્થાશ્રમમાં જોડાવાને લાયક થવું. ચાર વેદવ્રત, કેશાન્ત અને સમાવર્તન, આ બધું કાર્ય આજકાલ નાટક રૂપે જનોઇની સાથેજ કરવામાં આવે છે. ખરી રીતે તે સંસ્કારો જુદાજ છે.



# "ઉપનયન વિષયનું પરિશિષ્ટ."

ઉપનયનમાં લંગોટી, ઓઢવાનું વસ્ત્ર, સફેદ અને એકાદ વખત ધોયેલું અને છેડાવાળું લેવું.

કૃષ્ણ મૃગચર્મ ૩ કે ૪ અંગુલ અખંડ રોમવાળું લેવું.

જનોઈ વિના એક ક્ષણ પણ ન રહેવું. રહે તો એક ક્ષણે સો ગાયત્રીનો જપ કરવો.

બ્રહ્મચારીએ એક, સમાવર્તન થયું હોય તેવા સ્નાતકે બે જનોઈ પહેરવાં, ઉત્તરીય વસ્ત્રને અભાવે ત્રીજું પહેરવું. પણ જેનો પિતા કે મોટા ભાઈ જીવતા હોય, તેણે ઉત્તરીય વસ્ત્ર એટલે કાશીનું જનોઇ કે તેને બદલે ત્રીજું જનોઇ ન પહેરવું.

અભ્યંગ સ્નાન, સમુદ્રસ્નાન અને માતાપિતાના સાંવત્સરિક શ્રાદ્ધને દિવસે તૈત્તરીયકઠકકણ્વચરક અને વાજસનેયી(યજુર્વેદી)એ ગળામાંથી જનોઈ કાઢી પ્રક્ષાલન કરવું. આડે દિવસે નહી. તેમ આડે દિને ઉતારે તો નવું પહેરવું પડે છે.

મેખલા-મુંજ ઘાંસની ત્રેવડી સરખી સુંદર ઝીણી બનાવી બટુકને ધારણ કરાવવી.

બ્રાહ્મણને કેશ સુધી ઉંચો ખાખરાનો અથવા બીલીના વૃક્ષનો દંડ સીધો સુંદર છાલયુકત કહ્યો છે.

બટુકના હાથ પ્રમાણે સમચોરસ ચતુષ્કોણ એક હાથ ઉંચી બેસવાની વેદી કરવી.

આચાર પ્રાપ્ત ગાયત્રીપૂજન કરી અગ્નિની ઉત્તર તરફ બટુકને પૂર્વ દિશા સન્મુખ બેઠેલા આચાર્યે પશ્ચિમાભિમુખ બેઠેલા બટુકને ગાયત્રીનો ઉપદેશ કરવો.

પછી શિષ્યે 'અમુક પ્રવર ગોત્રવાળો અમુક હું આપને

નમસ્કાર કરૂં છુ" કહી પગે લાગવું. ગુરુ **"आयुष्मान् भव सौम्य"** એમ કહે છે.

જનોઇ વિવાહ ઇત્યાદિમાં નિર્વિઘ્નતાસિદ્ધિ માટે અથવા સપિંડમાં મરણુ જન્મ આદિનિમિત્ત પ્રાપ્ત થતા દોષની નિવૃત્તિ માટે સારે દિને વિનાયક શાન્તિ અને વૃદ્ધિ શ્રાધ્ધ કરી લેવું. જનોઇ વિવાહ વિ૦ માંગલિક કાર્યોમાં પ્રથમ દિવસે ગ્રહશાન્તિ કરવી જોઇએ. કોઇ પણુ કાર્યમાં પ્રધાનભૂત એકઆહુતિએ એક એક બ્રાહ્મણુને ભોજન દેવું. તે શ્રેષ્ઠ, સો આહુતિએ એક બ્રાહ્મણુને ભોજન દેવું તે મધ્યમ, હજારે એક ભોજન અધમ છે. બટુકને ગુરૂ, જનોઈ વખતે ૧-૩-૪-૬-૮ ૧૦-૧૨ મો હોય તો તેના જપ શાન્તિ દાન કરી જનોઈ દેવું. જનોઇ અગાઉના જેટલા સંસ્કાર થયા ન હોય તો જેટલા સંસ્કારગયા હોય તેટલી સમગ્ર વ્યાહૃતિમંત્રે આજ્યાહુતિનો હોમ કરવો.

ચૌલ (મુંડન) સંસ્કાર જનોઇની સાથે કરવાનો કુલધર્મ હોય તો ચૌલકાલ લોપ થયાનું પ્રાયશ્ચિત્ત કરવું નહી. અથવા કરવું તો નિષ્ક, અર્ધનિષ્ક કે તેનો ૪ થો કે ૮ મો ભાગ રૂપાનું દ્રવ્ય ગોમુલ્ય તરીકે દેવું.

પ્રાયશ્ચિત્ત કર્યા પછી ગયેલા સંસ્કાર કરવા અથવા ન કરવા એમ બે પક્ષ છે. કરવા હોય તો એક તંત્રે એકજ વાર કર્મ કરવું. તેમાં અન્નપ્રાશન સુધીના સંસ્કાર એકજ અગ્નિએ પ્રથમ દિવસે કરવા. ચૌલ (મુંડન) જનોઇ બીજે દિને કરવાં. એક દિને નહી, કારણ જે બપોર પછી જનોઇ લે તો પુનઃ સંસ્કાર કરવો જોઇએ જેથી પૂર્વાહ્નમાં કરવું. બીજે દિન પ્રથમ ન થયેલું ચૌલ કરી, જો પ્રથમ થયું હોય તો અભ્યંગ સ્નાન કરાવી માતાની સાથે ભોજન કરાવવું.

જનોઇમાં બ્રહ્મચારીઓને ભોજન કરાવવું એવો આચાર છે.

મુંડનમાં મુખ્ય શિખા ગાયની ખરી જેટલી રાખી મુંડન કરાવવું. બટુકનાં વાળ બહેન વિ. ખોળામાં લે તેને માટે યથાશક્તિ દ્રવ્યાદિ દેવું. બટુકને નવરાવી નવાં વસ્ત્ર પહેરાવી શિખા બંધન કરવું, તિલક કરવું. અને તેને શુભ મુહૂર્તમાં વેદી ઉપર બેસાડી. પૂર્વ મુખ બેઠેલા આચાર્યે અંતઃપટ દૂર કરી બટુકનું મુખ જોવું. બટુકે આચાર્યને નમન કરવું. આચાર્યે તેને પોતાના ખોળામાં બેસાડવો. અને આચાર પ્રમાણે બંનેના મસ્તક ઉપર ચોખા છાંટવા. એ રીતે પોતાના ગૃહ્ય સૂત્ર પ્રમાણે, જનોઇનો પ્રયોગ જોઇ સર્વ કર્મ કરવું. ગાયત્રી મંત્ર શુદ્ધ સ્વરે બટુકને બોલાવવો. લોકવિરૂદ્ધ કાર્ય ન કરવું.

## "જનોઇમાં"

જનોઇમાં બસો સો અથવા યથાશક્તિ બ્રાહ્મણ ભોજનનો સંકલ્પ કરી બ્રાહ્મણોને કુશળ દક્ષિણા દેવી.

બ્રહ્મચારીએ નવા ભિક્ષાપાત્રમાં મા, બહેન, માસી વિ. પાસે ભિક્ષા માગવી. અને તે આચાર્યને અર્પણ કરી મધ્યાહ્ન સંધ્યા કરી, બાકીનો દિન ગુરુ પાસે રહી વીતાડવો. જનોઈ લીધા પછી સંધ્યા અવશ્ય ચાલુ કરવી જોઇએ. ન કરે તો જનોઇ ફરી લેવી પડે. અને બ્રહ્મતેજ વિદ્યા બુદ્ધિ નષ્ટ થાય છે. સંધ્યા ન શીખી લે ત્યાં સુધી બધું ગાયત્રી મંત્રથી કરવું.

## "બ્રહ્મચારીનું વ્રત ને મંડપ વિસર્જન"

ક્ષાર ( લુણ ) ઈત્યાદિ રહિત, એવું ભોજન બ્રહ્મચારીએ ૩ દિવસ કરવું. નીચે આસને નિદ્રા કરવી. ૧૨ કે એક વર્ષ પર્યંતતો અવશ્ય બટુકવ્રત ધારણ કરવું. મંડપમાં માંડવો નાખ્યાના દિવસથી બેકીને દિને અથવા ૫–૭ મે દિને મંડપ વિસર્જન કરવું જ્યાં સુધી મંડપ વિસર્જન ન થાય ત્યાં સુધી. સાત પેઢીનાઓએ નાંદિશ્રાદ્ધ થયા પછી, દર્શ

(અમાવાસ્યા) શ્રાદ્ધ બ્રહ્મ યજ્ઞ, અધ્યયન, નદી સીમાડાનું ઉલ્લંઘન, ઉપવાસ, વ્રત અને શ્રાદ્ધ ભોજન એ કરવાં નહી. અહીં સપિંડ લેવા તે ત્રણ પુરુષ પર્યંત લેવા. જન્મ આશૌચમાં ભસ્મ અને ગોપી-ચંદન ધારણ કરવાં નહી. મરણના આશૌચમાં ભસ્મ ધારણ કરવી.

નપુંસક, અંધ, બહેરો, મુંગો, પાંગળો, કુબડો, વામન, (ઠીંગણો) ઇત્યાદિને સંસ્કાર કરવા: પણ ગાયત્રી મંત્રના ઉચ્ચારનો મુંગા, બહેરા ઇત્યાદિને સંભવ ન હોવાથી તેમનો સ્પર્શ કરી ગાયત્રી મંત્રનો જપ કરવો. સંસ્કારના વસ્ત્રાદિ પહેરવાના મંત્રો આચાર્યે કહેવા. એવીજ રીતે કન્યાના પાણિગ્રહણ સિવાય બીજું સર્વ કર્મ બ્રાહ્મણના પાસે કરાવવું. મોટા પુત્રને જનોઇ ન થઇ હોય ત્યાં સુધી કનિષ્ટ કન્યાનો વિવાહ કરવો નહિ. ૪ પેઢી સુધીમાં મરણ પામેલાની વરસી સુધીની ક્રિયા ન થઇ હોય, ત્યાં સુધી જનોઇ વિવાહ આદિ શુભ કાર્યો ન કરવાં.

બ્રહ્મચારીએ માતા પિતા અને ગુરૂ વિના અન્ય મરણ પામેલાની અન્ત્યક્રિયા કરી હોય, ગાયત્રીમંત્ર ભૂલી જવાયો હોય, પિતા, મોટાભાઈ સિવાય અન્યનું એઠું ખાધુ હોય, સ્ત્રી જોડે ભોજન, મદ્ય, માંસ, સૂતકાન્ન, ગણિકાન્ન ભક્ષણ કરે તો ફરી જનોઈ લેવું પડે છે. સંધ્યા-અગ્નિસેવા અને ભિક્ષા એ બ્રહ્મચારીને નિત્ય છે. તેનો લોપ થાય તો ૮ હજાર ગાયત્રીનો જપ કરવો. મૃગચર્મ, દંડ, જનોઈ, કૌપીન, અને કટિસૂત્ર—મેખલા નિત્ય ધારણ કરવાં. તેમાંનું કાંઈ ભાંગે તૂટે તો તે જલમાં નાખી નવાં બીજાં ધારણ કરવાં. આમ ગુરૂકુલમાં વેદ વેદાંગનું જ્ઞાન થયા પછી "સમાવર્તન" એટલે મૌંજીનું વિસર્જન કરવું. ત્યાં સુધી બ્રહ્મચારી વેશે રહેવું.

श्री १।

# અથ વિવાહપ્રકરણે

## કન્યાવિક્રયનિષેધઃ

**अद्भिरेव द्विजाग्र्याणां कन्यादानं विशिष्यते।** (મનુ૦ અ. ૩ શ્લો–૩૫.)

બ્રાહ્મણાદિ વર્ણે વરના હાથમાં માત્ર પાણીની અંજલી મૂકીનેજ. કન્યાનું દાન આપવું. તે ઉત્તમ પક્ષ છે.

## કેવા વરને કન્યાદાન દેવું ?

**कुलं श्रुतं धनं रूपं वयश्च द्विगुणं स्वतः।**

**परीक्ष्य च सुतां दद्यात् नान्यथा च कदाचन.** ([illegible])

કુળવાન, શાસ્ત્ર ભણેલો, ધનવાન, રૂપાળો, કન્યાથી બમણી ઉંમરનો, નપુંસકત્વાદિ રોગ વગરનાને. પૂરી પરીક્ષા તપાસ કરીને કન્યા આપવી.

વર કન્યામાં ઓછામાં ઓછું આઠથી ૧૨ વર્ષનું અન્તર હોવુંજ જોઇએ મનુ. ૩૦ વર્ષનો પુરૂષ, ૧૨ વર્ષની સુંદર કન્યા જોડે પરણવાનું કહે છે. તેમાં અઢી ગણો ફરક છે, કનિષ્ઠ પક્ષ ત્રણ ગણા વર્ષ સાથેનો પણ મનુમાં છે. પણ તેથી અધિક માટેનો સાફ નિષેધ નીચેના શ્લોકમાં છેઃ—

**मूर्खनिर्धनदूरस्थशूरामोक्षाभिलाषिणाम्।**

**त्रिगुणाधिकवर्षानां न देया कन्यका बुधैः।**

મૂર્ખ, નિર્ધન, બહુ છેટે રહેનાર, શૂરો, મોક્ષની ઇચ્છા રાખનાર. ( સંસારથી વિરકત ) કન્યાથી ત્રણ ગણા વર્ષથી પણ વધુ ઉંમરના વરને સમજુએ કન્યા દેવી નહી.

## વિવાહની વય.

**ऊर्ध्वं दशाब्दाधा कन्या प्रागरजोदर्शना-तु सा ।**
**गान्धारी स्यात्समुद्वाह्या चिरंजीवितुमिच्छता ॥**

દશ વર્ષ ઉપર એટલે ૧૧ મા વર્ષથી રજોદર્શન થવા અગાઉ કન્યા જોડે દીર્ઘાયુષી થવા ઇચ્છતા વરે પરણવું જોઇએ. ગ્રહ્ય સૂત્રકારો પણ **प्रागृतोर्विवाहः** રજોદર્શન થવા અગાઉ કન્યાનો વિવાહ કરી દેવાનું કહે છે. તેથી શાસ્ત્રને પણ બાધ આવતો નથી. કેટલાએક સુધારકો સુશ્રુત વાગ્ભટના શ્લોકોથી અને મનુના પ્રમાણથી મોટી ૧૬ વર્ષની ઉમરે લગ્ન કરવાનું સમજાવે છે પણ તે ખોટું છે. મનુ કહે છે, કે લાયક વર ન મળે તો ૩ વર્ષ ઋતુમતી કન્યા ઘરમાં ભલે રહે પણ લાકડે માકડું ન વળગે અથવા કાગડાની કોટે રતન ન બંધાય એટલા પુરતું તે છે. તે વિધિવાકય નથી. તેમ સુશ્રુત વાગ્ભટતોગર્ભાધાન વિષયને આગળ કરી ૧૬ મું વર્ષ કહે છે. રજોદર્શન થયા પછી પુરૂષ સંબન્ધની ઇચ્છા થાય છે. જો દૂર બેઠા પછી પણ લગ્ન ન થાય, તો સતીત્વ ધર્મનો ભંગ થવા પ્રસંગ આવે. તેટલા માટેજ આપણા દીર્ઘદર્શી ઋષિઓએ તે અગાઉ લગ્ન કરી લેવા ફરમાન કર્યું છે.

અણસમજુ નાની વયમાં લગ્ન કરવાથી અને વૃદ્ધ લગ્ન કરવાથી "કાકાને કાગડાએ ચાંચ મારી," એના જેવા વરઘોડા થાય છે.

કોઇ એક વૃદ્ધ નાની વયની કન્યા જોડે પરણીને રસ્તામાં આવતાં જાને વિસામો લીધો બધાને ખાવા દડીયામાં લાડુ અપાયા વૃદ્ધ વરને દાંત ન હોવાથી ઘી ગોળવાળો શેકેલો ઘસીયો લોટ દડીઆમાં દીધો. બધા ખાઇ રહ્યા છે એટલામાં કાકાના હાથમાંથી એક કાગડાએ ઝપટ મારી દડીયો નીચે પાડી નાખ્યો બધાં હસી પડયાં. છોકરાંઓ પાંચ-પચીસ આનંદમાં આવી, ઉપરનું વચન બોલવા લાગ્યાં તેટલામાં પેલી કન્યા-વહુ પણ તેમ બોલવા માંડી. બીજીએ મોઢે આડો હાથ દઈ કહ્યું તારાથી કાકા ન કહેવાય. તારા તો ધણી થાય. છાની રહે. કન્યા કહે અં અં હું તો કાકા કહીશ. તમે ધણી કહેજો. બીજાં બોલ્યાં એ તો નાદાન છે. હમણાં ભલે કાકા કહે મોટી થાશે ત્યારે એની મેળેજ સમજશે તે વખતે તેને છઠ્ઠું વર્ષ હતું આવા લગ્નને શાસ્ત્ર પણ ધિક્કારે છે.

## "કન્યાવિક્રય કરવાનું કયાંઈ પ્રમાણ નથી."

અગાઉ નિરાધાર અશક્ત અને જંગલી હાલત ભોગવતાં મનુષ્યોના પ્રજામાં જબરજસ્ત વેચાણ થતાં. આ રીતે વેચાનારા ગુલામ કહેવાય છે. આ ચાલનો કાયદો કરી ના. બ્રીટીશે તે બંધ કર્યો; પણ જ્યાં સુધી અનેક કોમોમાં કન્યાવિક્રય તથા વરવિક્રય થાય છે, ત્યાં સુધી તે ચાલ પૂરો અટકાવ્યો નથી. કન્યાવિક્રય વ્યાજબી હોય તો બીજી વસ્તુની પેઠે તેનું જાહેરમાં લીલામ થાય. પણ તેમ ન થતાં ગુપ્ત રીતે નાણાં લેવાય છે. એક વણિક કોમમાં કન્યાવિક્રય કેવો થયો હતો. તેનું કાંઇક લખું છું:-વર્ષ પ્રમાણે તેટલા હજાર રૂપીયા. આઠસો કન્યાની માને સુવાવડના, અને દસમાસ દુઃખ વેઠેલું તેના પાંચશો. ચારશો ન્યાતના પટેલોના, ચારસે દલાલોના, બસો ગોરને

હુસ્ત મેળાવ્યાના. ચારસો ૪ હવેલીઓને. અને ભાટ બ્રાહ્મણોને કન્યાના ભાઇ-વિગેરેને જુદા.

## સાટાંત્રેખડાં, કન્યાવિક્રય કેમ કરવો પડે છે.?

ઉત્તમ વર્ગ પોતાની કન્યા કનિષ્ટ વર્ગમાં ન આપે. તેથી કનિષ્ટ વર્ગના વરો વર્યા વગરના રહે છે. વાગ્દાનથી થયેલાં સગપણો તૂટે છે. આ બધું સાટાંને આભારી છે સાટામાં બહેનને બદલે ભાઈ પરણે છે. દીકરીને બદલે બાપ પરણે છે. ત્રેખડાં કરે છે. કન્યાદાનના સંકલ્પમાં તો શાસ્ત્રોક્ત સંકલ્પજ થાય છે. પછી ભલેને કન્યાવિક્રય હોય, ગોરો પણ જો "કન્યાવિક્રયમહં કરિષ્યે" કહી સંકલ્પ સૌના સાંભળતાં બોલી બતાવવાની હિંમત કરે, તો કાંઈ છાપ બેસે ખરી. કન્યાવિક્રયને પોષનારા કહેવાતા શ્રીમંતો છે. પ્રજા હોય અને પત્ની ન હોય ત્યારે તનમનની ચેળ ભાંગવા, વિલાસી વૃત્તિને પોષવા, મનમાન્યા દામ આપી ગમે તેવા હલકા કુળની કન્યા ઘરમાં બેસાડે છે. જેમ માંસ વેચનાર અને લેનાર બંને પાપના ભાગી છે તેમ કન્યા લેનાર અને વેચનાર બંને પ્રભુના દરબારમાં સરખા જવાબદાર છે.

વેચાણુ કન્યાને પતિનું માન મળે પણુ શ્રીમંતાઇથી. વિલાસી ગર્વિષ્ટ ને સ્વચ્છંદી બની લાજ મર્યાદા છોડે છે. માતાપિતા વિગેરેને માનપાન આપતી નથી. જો અશિક્ષિત પોતે હોય તો ગુલામડી દશા ભોગવે છે. આગલા ઘરની પ્રજા સાથે કંકાસ થાય છે. ધણી મરે ત્યારે પાલક વિના દુરાચરણે ચડી ઉંચકુળનો નાશ, લક્ષ્મીનો નાશ અને ન્યાતને કલંક લગાડે છે. આવોજ કજોડાંનો પણ ફેજ થતો જોવામાં આવે છે. ગરીબ સસરાને શ્રીમંત જમાઇને ત્યાં ચાકર જેવું કામ કરતાં પણુ શરમ આવતી નથી. ને મનમાં ખોટા ફુલાય છે.

સાધારણ સ્થિતિનો વર પોતાનું ઘર ખાલી કરીને કે કરજ કરીને પરણ્યો હોય છે, ને જ્યારે લગ્નમાં માતા હરખાતી કંસાર પીરસવા આવે છે, ત્યારે કન્યા શું કહે છે. 'મારે તો હવે ઠીંકરામાં જમવાનું છે. કંસાર તો તારે માટે છે. તેં મારા ઘરમાં શું રહેવા દીધું છે જે વડે હું થાળ લઇ જમું. ?" તેં મારે માટે સુવા ઝુંપડું ને વાળવા સાવરણી પણ રહેવા દીધાં નથી" આ કન્યાવિક્રયનો પ્રતાપ છે. જે માણસ કન્યા વેચે છે, તે કરતાં પારધિ હજાર દરજ્જે સારો છે, કારણ કે તે બીજા પ્રાણી ઉપર નિર્દયતા વાપરે છે, પણ પોત્તાના સંતાન ઉપર તો દયાજ હોય છે. વળી અધર્મથી લીધેલું ધન અગીયારમે વર્ષ નાશ પામે છે જેમાં પોતાની ખરી કમાઇનું પણ તણાઈ જાય છે. કસાઇ ઢોરનો તાકીદે નાશ કરે છે, તેથી થોડું દુઃખ થાય છે. કન્યાવિક્રયી કન્યાને વેચી પારકે ઘેર રીબાવી રીબાવીને મારે છે. કસાઈ હાડમાંસ ચામ, લોહી, છુટાં વેચે છે, કન્યાવિક્રયી તે બધાંનો એકીસાથે વેપાર કરે છે. કન્યાના વેચાણના દ્રવ્યથી જે ભોગ ભોગવવા તે (આડકતરી રીતે) કન્યાનેજ ભોગવવા બરોબર છે.

હાલમાં ઘણી જ્ઞાતિના લોકો બૂમો પાડે છે, કે અમારી જ્ઞાતિમાં કન્યાઓની બહુ અછત છે, તેવાઓને કહેવાનું જે ધન વિદ્યા અને સ્ત્રી એ પૂર્વદત્ત સિવાય મળતાં નથી, તેથી તમો પોતે જો કન્યાઓના દાન નહી કરતાં વેચો છો, તો તમોને કન્યાઓ શી રીતે મળે? એટલે વેચાતી પણ નહી મળે. કારણ કે કન્યા વેચવાનું પાપ લાગવાથી ઇશ્વરનો કોપ થાય છે. એટલે કન્યાની અછત થવાનું કારણ માત્ર કન્યાવિક્રય, વૃદ્ધલગ્ન, સાટાં કે ત્રેખડાં છે. લોકો કન્યાદાનના પુણ્ય માટે પારકાની કન્યાનાં દાન આપે છે. તેમાં મદદ કરી પુણ્ય મેળવે છે.

કન્યા વિક્રય નિષેધને માટે શાસ્ત્રોમાં ઘણા શ્લોકો છે તેમાં બેચાર સિવાય થોડાકના ફક્ત ટુંકા અર્થજ લખીશ.

**हृदयं भक्षते माता पिता मस्तकमेव च।**
**बांन्धवाः पाणिपा‍ं च रुधिरं त्वितरे जनाः॥**

જે માતાપિતા વિગેરે કન્યાનું દ્રવ્ય લે છે, તે માતા કન્યાનું કાળજું ખાય છે, બાપ માથું ખાય છે, ભાઇઓ તેના હાથપગ ખાય છે, અને એવા લગ્નમાં જમનારા કન્યાનું લોહુ પીયે છે.

**भानुर्वदति चाण्डालि त्वमभक्ष्यस्य भक्षिणो।**
**श्वकपालस्थितं वारि किं सिंचसि पदे पदे॥**

ભાનું પંડિત કહે છે, કે હે ચાણ્ડાલણ! તું અભક્ષ્યનું ભક્ષ્ય કરનારી થઈ આ કુતરાની ખોપરીમાં પાણી લઇ રસ્તે તેનો છટકાવ કરતી જાય છે તેનું કારણ શું? ત્યારે ચાંડાલણ જવાબ આપે છે.

**परवृत्तिहरो यश्च कन्यागोवेदविक्रयी।**
**मार्गेणाऽनेन यातश्चेत् तदध्वानं पुनाम्यहम्॥**

પારકી આજીવિકા તોડનાર, દીકરી ગાય અને વેદને વેચનાર એવો કોઈ પુરૂષ આ રસ્તેથી ગયો હોય, તેથી આ રસ્તો અપવિત્ર થઇ ગયો હોય, તેને આ મરેલા કુતરાની ખોપરીમાં પાણી લઈ છંટકાવ કરી હું પવિત્ર કરૂં છું. ને ખેતરે મારા ધણીના રોટલા લઇ જાઉ છું, કહો કન્યા વિક્રેતાની કેટલી અધમ પરાકાષ્ટા છે?

**क्रयक्रीता च या कन्या पत्नीः सा न विधीयते।**

વેચાતી આણેલી કન્યા તે વિધિ પૂર્વકની પત્ની નથી. તે એક ગુલામડી છે. વાસ્તવિક રીતે ખરીદેલી ઉપભોગની વસ્તુ છે. ધર્મ

કાર્યમાં તે હકદાર નથી. આવા અધમ વિવાહની પ્રજા નીચ બુદ્ધિવાળી આળસુ નિર્વીર્ય, પાપી, દુઃખી, પાંગળી, વ્યસની, વ્યભિચારી અને વર્ણ-શંકર થતી જાય છે.

प्रत्युद्वाहो नैव कार्यो नैकस्मै दुहितृद्वयम् ।

न चैकजन्ययोः पुंसोरेकजन्ये तु कन्यके ॥ मा २८ः ॥

સાટાં ત્રેખડાં ન કરવાં. એક વરને સગી બે બહેનો ન દેવી અને બે સગા ભાઇઓ ને બે સગી બહેનો પણ નજ દેવી.

કન્યા વિક્રયી કન્યાના દ્રવ્યથી પોતાનું પાપી પેટ ભરે છે. તેવા પુરુષાર્થહીન બાહુબળથી કમાવાની શકિત વગરના સ્ત્રી કરતાં પણ અધમ છે. કોઈ દિશામાં શેર બાજરી કમાઇ ખાવા જેટલી નજર પૂગતી ન હોય, ત્યારેજ કન્યારૂપી હુંડી વટાવતા હશે ? કન્યા વિક્રયી બીજે જન્મે સ્ત્રી જન્મે છે. બધાય પાપોનાં પ્રાયશ્ચિત છે પણઃ—

निष्कृति र्विहिता शास्त्रे कन्याविक्रयिणं विना ।

કન્યા વિક્રયીના પાપનું શાસ્ત્રમાં પ્રાયશ્ચિત નથી, એટલો તે અધમ છે.

आददीत न शूद्रोऽपि शुल्कं दुहितरं ददन् ।

शुल्कं हि गृह्णन् कुरुते छन्नं दुहितृविक्रयम् ।

શૂદ્રે પણ કન્યાદાન દેતાં તેનું મૂલ્ય લેવું નહી. તે જરાપણ લે તો ગુપ્ત પણ તે વિક્રય કર્યો કહેવાય તો પછી ઉંચ બ્રાહ્મણ ક્ષત્રિય વૈશ્યથી તો લેવાય કેમ ? તેમાં બ્રાહ્મણ જો કરે તે રૈરવ નરકનોજ અધિકારી થાય છે.

કન્યાનો પિતા વિ. કોઇ અલ્પ પણ, કન્યાના બદલે પૈસા લે તો ઘણાવર્ષ સુધી નરકમાં રહી ત્યાં તે મળમૂત્ર ભક્ષણ કરે છે, અને આખા કુટુંબને નરકમાં નાખે છે, અને છેવટે ચાંડલને ઘેર જન્મે છે.

आमिषं चर्मजं वारि आमिषं प्रेतभोजनम् ।
आमिषं शूद्रसेवान्नं कन्याक्रयं तथामिषम् ॥

ચામડામાં ભરેલું પાણી પીવું, દશા એકાદશાહ–પ્રેતાન્નભક્ષણ કરવું, શુદ્રનું ઉચ્છિષ્ટ અન્ન ખાવું અને દીકરીને વેચી તેનો પૈસો ખાવો એ બધું માંસ ખાવા બરાબર છે.

કેટલીએક જ્ઞાતિમાં દેશકાળ વિગેરેનો વિચાર કરી, અમુક રકમ વરવાળા તરફથી કન્યાના વાલીને દેજ તરીકે આપવાનો રીવાજ છે. જેથી ગરીબ કન્યાના પિતાને પરણાવવામાં હરકત ન આવે, તેમાંથી વધે તો કન્યાને કરીયાવરમાં આપે છે. તે અશક્તો માટે છે. પૈસાદારે તો એ દેજ પણ દાગીનો કરાવી કન્યાદાનમાં આપી દઇ કંકુને કન્યા દેવી જોઇએ. દેજ લીધા વગર જ્ઞાતિફંડ ખોલી તેમાંથી કન્યાદાનમાં, વિધવાને, અશક્તને મદદ કરવી. પણ ક્રમથી જે લાજ, ભય, કંપ, થાય, તેપાપી કર્મનું તો નિકંદનજ કાઢવું જોઇએ.

## કન્યાની મા કુતરી.

કુતરીને કોઈ પ્રસૂતી સમયે ખોરાક પૂરો પાડે છે તો તે બચ્ચાંને ખાતી નથી. જ્યારે માતા સર્વ સાધન છતાં પણ ખાવા ( વેચવા ) ને ચૂકતી નથી. ત્યારે તો કુતરી કરતાં પણ કન્યાની માતા નીચ છે. એમ કહેવાને જરાપણ હરકત નથી.

કન્યાનું વેચાણ કરવામાં દલાલી ખાનારને સૂત્ર ગ્રંથોએ મહાપાપી કહ્યો છે. કેટલાએક ડોળ કરી એવી ઇચ્છાથી પૈસા લે છે, કેઃ–વર મોટી ઉમરનો છે. કન્યા ન્હાની છે. ભવિષ્યમાં જમાઇને કાંઇ રજા કજા થાય તો શું ખાય? તેથી તે દુઃખી ન થાય, તેથી તેની ખાતર પલ્લું મૂકાવીએ છીયે. પણ આ પૈસાનો તેવો ઉપયોગ થતો નથી.

વળી જે પહેલેથી કન્યાનું બુરૂં ઇચ્છે, તેનું સારૂં ક્યાંથી થાય ? કન્યાવિક્રય બંધ થાય, એટલુંજ નહી પણ. દીકરીના ઘરનું પાણી પણ ન ખપે. તો જુવો પ્રભુની તેના ઉપર કેટલી મહેર વરસતી રહે છે. દીકરી અને ગાય તે દોરે ત્યાં જાય. માતાપિતા પૈસાના લોભને લીધે ગમે તેવા વરને આપે, તે નિસાસા-હાય જડામૂળ કાઢી નાખે છે. પ્રત્યેક જ્ઞાતિના ગામના, મહાજનના, ધર્મના, દેશના, સુધારાના, સેંકડો આગેવાનો નિરાધાર પશુતરફ દયા કરે છે. તેઓને કસાઇ ખાનેથી છોડાવે છે. અને સદાવ્રત કે ધર્માદાની સંસ્થાઓને નભાવે છે. ત્યારે શું કન્યાવિક્રય-કસાઈ ને દેશમાંથી હાંકી કહાડવાની તેમની ફરજ નથી ? આજ આપણી જ્ઞાતિમાં અનાથ-અશક્ત. વિધવા વિગેરેને પોષવા માટેનાં ફંડો કેટલાં છે ? છેવટમાં લગ્નમાં શક્તિ હોય તોજ ખર્ચ કરો. ફરજ્યાત કોઈ જ્ઞાતિવરા ન જોઇએ, લગ્નમાં પણ ખોટા ખર્ચમાં સુધારો થવો જોઇએ. અને શુભાશુભ પ્રસંગે જ્ઞાતિફંડમાં અમુક રકમ નંખાવવીજ જોઇએ. લાખો રૂપીઆ કમાયા છતાં જ્ઞાતિહિત યોજ્યું નહી તેનું જીવવું વ્યર્થ છે. જે જ્ઞાતિ બંધુઓને ત્યાં જ્ઞાતિના લેણારૂપીયા લેણા નીકળતા હોય તે આગેવાનોએ ભેગા કરી. તેનો સદુપયોગ કરવો જોઇએ. કોઇપણ જ્ઞાતિબંધુ કોઇક બીમારીના અકસ્માતમાં સપડાય તેની સારવાર વિગેરેની સહાયતા કરવા પૂરતી કોશેષ કરવી જોઇએ.

## વિવાહનું રહસ્ય.

વિવાહ-લગ્ન એ ૧૬ મો સંસ્કાર છે. મુસલમાનોમાં સુન્નત અને લગ્નાદિ સંસ્કારો છે. પારસીઓમાં નવજોત લગ્નાદિ થાય છે. હિન્દુઓમાં એક બે નહી પણ ૧૬ મુખ્ય છે પેટા ૪૮ છે. વિવાહ સંસ્કાર માનવ જીવનની એક સીડી છે. વિવાહ-વહેવા, લગ્ન, પાણિ ગ્રહણ, એવાં અનેક

-નામે બોલાય છે. વિવાહ એટલે લગ્નની કબૂલાત અથવા કરાર એવો પણ પ્રચાર છે, પણ તે આ સંસ્કારનો અર્થ નથી. વેવિશાળ એટલે ચાંલ્લો થયા પછી જે લગ્નની વિધિ તે વિવાહ સંસ્કાર છે. વિ+વહ= વિશેષ+વહન વધારે સંસ્કારમાં પલોટાવું એવો વ્યુત્પત્તિનો અર્થ થાય છે. લગ્ન એટલે વર-કન્યાએ હૃદયની એક ગ્રંથીથી જોડાવું. આજ કાલ જે વિવાહ થાય છે, તેમાં વર કન્યાને પોતાની ફરજનું ભાન પણ હોતું નથી. કેટલીએક જ્ઞાતિમાં વર કન્યાને કેડે તેડીને તેના માબાપોજ ફેરા ફરી પરણી લ્હાવો લે છે. આતે સંસ્કાર કે નાટક? યજમાનો પણ અભણ હોવાથી વિદ્વાન મૂર્ખ પુરોહિતની સરખી કીંમત આંકે છે. વિદ્વાનો પણ નિરુત્સાહ બની થોડેથી ચલાવી લે છે. પીઠી ચોળવી, મીંઢળ બાંધવું. કાચા સૂત્રની વરમાળા નાખવી. વર પોંખવો વિગેરે વેઠીયા વેઠ માફક રહસ્ય સમજ્યા વગર થાય છે. તત્ત્વ તરફ કોઇ લક્ષ્ય દેતું નથી. લગ્નને નામે હજારો રૂપીયાનો હોમ થાય છે. પરંતુ લગ્ન ક્રિયા કરાવનારને તો રૂ ૨॥ કે પાંચની અંદરજ પતાવાય છે. બાકી મંડપ બાંધવામાં નાચ પાર્ટિમાં વાજાંવાળાને, લાઇટવાળાને, દારૂખાનું ફોડવામાં, જુદાં જુદાં જમણો આપવામાંજ મોટી રકમો ખર્ચાય છે. જ્ઞાતિવરા બંધ કરાવનારા સુધારકોએ પણ સ્વજાતિથી ઇતર કોમને પાર્ટિઓ આપવામાં અને ઉપરના વ્યર્થ ખર્ચને ઓછા કરવામાં લક્ષ્ય દેવાની પ્રથમ જરૂર છે. પુરોહિતોએ પણ પોંખણું, વરમાળ, છેડાછેડી વિ. લૌકિક તથા શાસ્ત્રોકત વિધી સમજીને યજમાનને તેનું તત્ત્વ સમજાવવું જોઇએ. આપણને આટલા કારણથી તો તેઓ પૂજે છે. આજકાલ આપણામાં વિધિપુરઃસર અગ્નિ સ્થાપન, કુશાંડી પ્રયોગ. બ્રહ્માસ્થાપન, પાત્રાસાદાન, ચરુશ્રપન, પૂર્ણપાત્રાદિ દાનો વિવાહમાં થતાં નથી. કન્યા વિક્રય કે સાટું કર્યું હોય, તોયે કન્યાદાનનોજ

સંકલ્પ કરાવાય છે. તેવા વિવાહને શાસ્ત્રમાં આસુર વિવાહ કહ્યો છે. તેવા આસુર વિવાહથી ઉત્પન્ન થયેલી પ્રજા સ્વચ્છંદી ધાર્મિક સંસ્કાર-હીન આચાર વિચાર શૂન્ય મ્લેચ્છાદિ સાથે ભોજન અને લગ્નાદિ કરનારી ધર્મભ્રષ્ટજ થઈ હિન્દુત્વનો નાશજ કરશે. આપણા બ્રાહ્મણોમાંએ ઘણે ભાગે કોળી કુંભારની પેઠેજ વિવાહ થાય છે. ૧૬ સંસ્કારોમાં જનોઈ વિવાહ અને ક્વચિતજ વિધિસર સીમન્ત થાય છે. બાકીના ૧૩ નો લોપજ છે.

વૈદિક કે પુરાણોક્ત મંત્ર, શ્લોકાદિ બોલ્યા વગર, સમજ્યા વગર કરેલું યાવત્ કાર્ય નાટક ભજવવા રૂપજ કહેવાય છે.

## પીઠીની શી જરૂર છે.

મંડપારોપણથી વરકન્યાને પીઠી ચોળવામાં આવે છે. તે વખતે વરની ઉમર ૨૦ ની અને કન્યાની ૧૧ ઉપરની હોવી જોઇએ. પીઠીમાં સાયન્સના નિયમ પ્રમાણે જે સુગંધી ઔષધીઓ વાપરવામાં આવે છે, તેમાં વિજળીક બળ–પાવર ઉત્પન્ન કરવાની અને કામો-તેજક શકિત છે. અને તે શરીરે ચોળવાથી લાંબો વખત ટકે છે. જેમ રણમેદાને ઉત્તરનાર કેસરીયાં વસ્ત્રો પહેરી જાય છે. તેમ અહીં સંસારરૂપી ગ્રહ-સ્થાશ્રમના મેદાને જંગમાં તેમાં આવનારી ઉપાધીઓ સામે જંગ કરવો છે. આવો ઉત્તમ ભાવ પીઠીમાં રહ્યો છે.

## મદનફલ અથવા મીંઢળ.

મીંઢળમાં એ ગુણ છે કે તેમાં પારો રખાય છે. પારો તે શંકરનું વીર્ય છે, એમ કહેવાય છે. તે મીંઢળ બાંધતાં વરવધુને એવી માર્મિક સૂચના દેવામાં આવે છે, કે અત્યાર સુધી તમોએ બ્રહ્મચર્યનું પાલન કર્યું છે. હવે પછી સંસારમાં તમારે રજ વીર્યનો ગમે તેવી રીતે નાશ કરવાનો નથી. પણ મીંઢળ પેઠે તેનું રક્ષણ કરજો તમારા જીવનનું સાચું સુખ રજ–વીર્ય છે.

## વરને પોંખવામાં રહેલું રહસ્ય

વરઘોડો કાઢવાનું રહસ્ય દુનીયાને જાણુ કરવાનું છે, જે અમો ગુપ્ત જરણ્યા નથી. વિવાહમાં દરેકને કાંઇને કાંઈ આશા હોય છે.

**कन्या वरयते रूपं माता वित्तं पिता श्रुतम् ।**
**बांधवाः कुलमिच्छन्ति मिष्टान्नमितरे जनाः ॥**

કન્યા રૂપાળાવરને ઇચ્છે છે. કન્યાની માતા જમાઇને પૈસાદાર ઇચ્છે અને કન્યાનો પિતા વરને ભણેલો ઇચ્છે છે તથા ભાઈઓ સારા કુળને ઇચ્છે છે. જ્ઞાતિજનો બે દિવસ મિષ્ટાન્નની ઇચ્છા કરે છે. વરરાજા ઘોડે ચઢી જ્યારે કન્યાના માંડવે આવે છે, ત્યારે સાસુ તેને મોઢ બાંધી પોંખવા જાય છે. અને વરવધુના લાગતાં વળગતાં પણ સાથે હોય છે. જાનને જમ્યાનો અને કન્યાને વરનો લોભ હોય છે. જાનડીઓ બીભત્સ ફટાણા ગાઇ ખુશાય છે. તેમાં ઘણી વખતે મર્યાદા બહાર જાય છે, અને કજીયા પણ પહેલે પગલેથી થાય છે, તે દુષ્ટ રીવાજ બંધ થવાની જરૂર છે. સાસુ પ્રથમ ધોંસરૂં કે ઝુંસર જે બળદની ખાંધે ગાડી ખેંચવા મૂકે છે તેવુ નાનું લઇને સમજાવે છે કે, હવે પછી સંસાર વ્યવહારનું ધોંસરૂં તારી ખાંધે પડશે. તે ગાડામાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષનો બોજો ભરેલો છે, જેને ખેંચતાં સેંકડો બળદ બેસી જાય છે, માટે તે ગ્રહસ્થાશ્રમની ગાડી ખેંચવાની તારામાં શકિત હોય તો કન્યા વરવા મંડપમાં આવ. પછી મૂશળ–સાંબેલુ દેખાડી સાસુ સમજાવે છે. જે, ડાંગરને ખાંડણીયામાં નાખી જેમ તેનાં ફોતરાં કાઢી નાખવામાં આવે છે, તેમ તારે આ ગ્રહસ્થાશ્રમ રૂપી ખાંડણીયામાં રાત્રિદિવસ હવે ખંડાવાની શકિત હોય તો આ મંડપમાં આવ. તે પછી રવૈયો છાશ કરવાનો દેખાડી કહે છે કે, દહીંને વલોવી તેમાંનું માખણ કાઢી લેવામાં આવે છે; તેમ ગ્રહસ્થા-

શ્રમ રૂપી ભયંકર ગાજતી ગોળીમાં પડયા પછી ત્હારી સ્વતંત્રતા ગ્રહસ્થાશ્રમધર્મ—ફરજરૂપ રવૈયાથી વલોવાઇ જશે. માખણરૂપ સુખ તે સંસારાગ્નિમાં તવાઈ જશે, સંસારમાં ત્રિવિધ તાપથી તું બળી જઈશ, તે બધું સહી લેવાની શકિત હોય તો આ મંડપમાં પરણવા આવજે. પછી સંપુટ, એટલે બે કોડીયાં એક બીજા ઉપર નાડાછડીના દોરાથી બાંધેલા હોય છે તે બતાવે છે. જેમ માટિના બે કોડીયાં એક બીજાને હૃદયથી મળ્યા પછી છુટાં નહી પડવા કાચા સૂત્રથી બંધાયાં છે, તેમ એકવાર શુદ્ધ પ્રેમબંધનથી મનથી મળ્યા પછી ગમે તેવા સંજોગોમાં કચરાઇ જવાનો પ્રસંગ આવે તો પણ આપણે બંને સાથેજ રહીશું. સાથેજ સુખદુઃખ ભોગવીશું અને સારસ પક્ષીનાં જોડલાં પેઠે સાથેજ મરીશું. એમ સંપુટમાં રહેલા પોલાણમાં પરબ્રહ્મની સાક્ષીએ કબૂલ કરીનેજ આવજે. વરરાજા મૂંગોજ રહે છે પણ ખસતો નથી.

તે પછી રૂ કાંતવાની ત્રાકથી પોંખી સાસુ કહે છે, કે જેમ રૂને કાંતી તેનો સૂક્ષ્મમાં સૂક્ષ્મ તાર બનાવી દેવાય છે, તેમ આ ગૃહસ્થાશ્રમની ફરજરૂપી ત્રાક ત્હારા સ્થૂલ શરીરને કૃશ અને શુષ્ક બનાવી દેશે, સાસુ કે જેણે ગ્રહસ્થાશ્રમનો ભાર વહન કર્યો છે તેનો સ્વાદ પૂરો ચાખ્યો છે, તે આટ આટલી સૂચના આપે છે, છતાં લગ્નનો લોભી વર તેમાંથી એક પણ શિક્ષા લક્ષ્યમાં લેતો નથી. છેવટે સાસુજી નાક તાણી સમજાવે છે કે, ભલે પરણવા આવ પણ માનવ જન્મનું સાર્થક આ ત્હારૂં નાક ના ગુમાવીશ. છતાં એનું રહસ્ય ન સમજનાર મૂર્ખ વર નાક પંપાળી હરખતે હૈડે લગ્નમંડપમાં પ્રવેશે છે. છેવટે મંડપમાં આવી બાજોઠે બેસે છે. કન્યાપિતા વિષ્ટર-

દર્ભનો આપી સાધુ ભવાન્ આસ્તાં તમો સત્પુરુષ રહેજો. વર કબૂલ કરે છે. તે પછી પાદ્ય અર્ધ્ય આચમન કરાવે છે. ને જમણો ડાબો પગ અને તેનો અંગુઠો ધોઇ, પગ નીચે બીજો વિષ્ટર મૂકે છે. તે પછી કન્યાના પિતા કાંસાના પાત્રમાં મધુપર્કથી વરને પૂજી ન્યાસ કરાવે છે, ને ગોદાન કરાવે છે. અને પછી અંતરપટ વરરાજા સામે ધરી, કન્યા પધરાવી, મંગલાષ્ટક ભણી, બધાયને સાવધાન કરે છે. તેમાં જોશીએ શુભલગ્ન ઘડીપળ જોઇ આપ્યાં હોય તે કન્યાદાન વખતે ચાલ્યાં ન જાય, માટે સાવધ રહો એમ પુરોહિત કહે છે.

આચાર્ય કર્મ કરાવનારા એ શુભ મુહૂર્ત જાય નહી તે માટે સાવધ રહેવું. અગ્નિનું સ્થાપન તે વખતે હોવુ જોઇએ. કારણ કે પ્રદીપ્ત અગ્નિની સાંનિધ્યમાં કન્યાનું દાન દેવાનું કહ્યું છે. માટે તે પ્રદીપ્ત રાખવો. કાળી કડી કાળાં કીડીયાંથી બાંધેલ શેર-મંગળ સૂત્ર તે કન્યાની ડોકમાં ટોક નજર ન લાગે માટે તે પહેરાવવી, વરને ઇંડીપીંડીથી નજર ન લાગવા પોંખતી વખતેજ ચારે દિશામાં ઉતારીને તે ફેંકી દેવાય છે. વરમાળા સાવધાન એટલે તે તૈયાર રાખવી. વરમાળાનું સૂત્ર કુંવારી કન્યાના હાથેજ કંતાયેલુ હોવું જોઇએ. અને તે ૨૨ કે ૨૪ સૂતરીના તારથી બનાવેલી હોવી જોઇએ. વરમાળા કાચા સૂત્રની હોય છે. તે રેશમ કે ચાંદી સોનાની કેમ ન કરાવી? તેનો ઉત્તર એ છે કે, રેશમની દોરીનો ફાંસો ખાવામાં કે ફાંસી દેવામાં ઉપયોગ થાય છે તેમાં સુંવાળાપણું ચળકાટ અને રંગીન શોભા છે: પરંતુ સખ્તાઇ, નિર્દયપણું વિગેરે દુર્ગુણો છે. હિંસાથી તે ઉત્પન્ન થાય છે. રેશમ અપવિત્ર છે તેથી લગ્ન જેવા પવિત્ર સંસ્કારમાં તે ન ચાલે. સોનુ ચાંદી ધાતુ છે. લોખંડની બેડી જેમ મનુષ્યોને બંધન કરનારી છે અને તેમાં કઠોરતા, આપસત્તા, અને નિર્દયતા હોવાથી તે નિરૂપયોગી છે. જુદા જુદા વિચારના વરવધુને

ઐક્ય કરવાને વરમાળાની આવશ્યકતા છે. તેથી બંનેનું ઐક્ય કરાય છે. સોની જેમ બે છેડાને એક કરી બાંધીને ઝારે છે તેમ વરવધુને એક કરી વરમાળા રૂપ તાર બાંધી શાસ્ત્રીય ક્રિયાથી ઝારે છે તે મૃત્યુ સુધી છુટું પડતું નથી. વરમાળા શિવાય હિન્દુ લગ્ન થાયજ નહીં. પશ્ચિમની પેઠે આપણામાં છુટા છેડાનો કાયદો કરાવવા ઇચ્છતા સુધારકો (!) ધડો લેશે કે? તીર્થોમાં, ધર્મ-કૃત્યોમાં અને યજ્ઞોમાં આચાર્ય છેવટે યજમાનને કાચા સૂત્રથી બાંધે છે, ને ભેટ લેય છે. બીજી કોમમાં લગ્નના કબાલાજ થાય છે, લગ્ન નોંધાય છે જેને સિવિલ મેરેજ કહે છે. જરૂર પડે તે કબાલા કોરટ દ્વારા તોડી શકાય છે અને વર્ણાન્તર લગ્ન પ્રતિલોમ વિવાહ, વિધવા વિવાહ થાય છે. અન્તે ભવાડાજ થાય છે. તેઓની અંદરની સ્થિતિ પાસે તપાસવાથી ખબર પડશે કે તેઓ સુખી છે કે દુ:ખી? હિન્દુ લગ્નમાં તો જીવન પર્યન્તના આ સોદા છે તેમાં નિર્મળ શુદ્ધ સ્નેહનાં ઝરણો છે, તે વાનરી નકલ કરનારને નજ મળે તેવાં છે.

## છેડા-છેડી વસ્ત્રથી સાવધાન.

વરકન્યાના વસ્ત્રની ગાંઠ બાંધવી તેમાં એવું સૂચવે છે કે જેમ આ વસ્ત્રની ગાંઠ બાંધીએ છીએ તેજ પ્રમાણે તમારા ઉભયમાં પ્રેમની ગાંઠ બંધાઓ.

રત્નદીપક-કુમણ દીપક કાંસાના પાત્રમાં ઘઉંનાં લોટનો બાંધેલો તેમાં ઘી પૂરી તૈયાર સળગાવી રાખવો. વરકન્યાની પ્રતિજ્ઞા વખતે તે સાક્ષીમાં છે કાઠીયાવાડમાં તે આરસીઆનો બનાવે છે.

મીંઢળ બાંધવાનું ભૂલી ગયા હોય તો તૈયાર કરી બાંધી દેવું. તે કામોતેજક છે. તાંબુલ ચર્વણ વરકન્યાને ખવડાવાં તે પણ કામોત્તેજક છે.

કન્યાદાન દાતા સાવચેત થાઓ. અને સઘળી કન્યાને દેવાની પહેરાવવાની વસ્તુથી સજ્જ કરી સાવધ થાઓ. કન્યાનો પ્રતિગ્રહી-વર તેણે પણ સાવધ થવું. બંને વરવધુ અને તેના પક્ષનાને સાવધ રહેવા કહેવું. છેવટે વસ્ત્રાદિનો વિધિ કરી ચોખા છાંટી મંગળાષ્ટક ભણીને સૌ આશીર્વાદ આપે છે ને વાજાના નાદ સાથે હસ્તમેળાપ કરાવાય છે. તેમાં કન્યાદાનના સંકલ્પમાંની વસ્તુઓથી તે કન્યાને શૃંગારી કન્યાદાન દેવું, કન્યાનું દાન એકજ વાર થાય છે બીજી વખત પિતાની માલિકી રહેતી નથી. બીજી વખતનું દાન પુનર્લગ્ન કહેવાય છે જેનો, ઘરઘરણું—ઘર ઘર રખડવું એવો અર્થ થાય છે તેને કોઇ શુભ દેવપિતૃકાર્યમાં બેસવાનો અધિકાર નથી.દ્વિજાતિ માટે શાસ્ત્રમાં તેનો નિષેધ સર્વથા કરેલો છે.

## ગોત્રોચ્ચારનું રહસ્ય.

જેટલો નિકટ લોહીનો સંબંધ તેટલો પ્રેમ ઓછો હોય છે વૈદક શાસ્ત્રની દ્રષ્ટિએ એક ગોત્રમાં વિવાહ ન કરવાનું કારણ એટલુંજ જે વંશપરંપરાના રોગ વિગેરે પ્રજામાં ન ઉતરે તે માટે ત્રિમાતુલ અને દશ પુરુષમાં વિખ્યાત પામેલી વિગેરે સંકલ્પમાં બોલાય છે. દરેકે પોતાનું કુળ, ગોત્ર, પ્રવર, શાખા, વેદ અવશ્ય જાણવાં જોઇએ. એટલું જાણનારા વરનેજ કન્યા આપવી, કે જેથી લગ્ન થયા પછી, કંઇ ત્રીજું નીકળે નહી; એટલા માટેજ વરકન્યાના પિતાના અને માતુલ પક્ષનાં ગોત્ર બધાની વચ્ચે બોલાય છે. આજ કાલ સુધારકો આ પ્રાચીન પ્રણાલિકાને માનતા નથી. ને જેની તેની સાથે ખાય પીયે ને વરે છે અને વર્ણસંકરતા ફેલાવે છે. તેમ માટે નવો કન્યાદાનસંકલ્પ અને ગોત્રોચ્ચાર બનાવવાની જરૂર છે.

## બીજે દિને મંગળ ફેરા, વિગેરે.

અગ્નિસન્મુખ પૂર્વાભિમુખે વરકન્યાને ઉભાં રાખી, કન્યાનો ભાઇ ખાખરાનું પાન અને સમડીનાં પાન, સેકેલ ડાંગરની ધાણી–લાજાને કુમારીના ખોબામાં એક વખત નાખે છે; ને કુમારી તે અંજલિ બંધ કરી, ત્રણ વખતમાં તેની અગ્નિમાં આહુતિ આપે છે. આ દેખાવ રમણીય અને ભેદ ભરેલો લાગે છે. વરની પાછળ વહુ દોરાય છે. એથી સિદ્ધ થાય છે કે, પતિને પગલે સ્ત્રીએ ચાલવું જોઇએ, તેની આજ્ઞામાં રહી, છાયા રૂપ બની, સુખ દુઃખમાં સાથે સંચરવાનું છે એમ તે શિખવે છે અને વર વધુની પ્રેમની ગાંઠ હળવે કે ઉતાવળે ફરતાં કદી તે છૂટવી ન જોઇએ. મંગલ ફેરા ફરતાં અગ્નિના, ઉત્તર ભાગ ઉપર સ્થાપન કરેલા પત્થર ઉપર વરકન્યાને ચઢાવે છે, અથવા કન્યાનો પગ મૂકાવે છે. અને પુરોહિત દ્વારા વર કન્યાને કહે છે કે, **त्वं अश्मेव स्थिरा भव.** હે સુભગે? તુ આ પત્થર જેવી. મજબુત થા, તારી સાથે કજીઓ કરે તેની સામે ઉભી રહી, તેને શાન્ત કર. તારી ઉપર કોઈ હુમલો કરે તેનો તું પરાજય કર.

ગ્રહસ્થાશ્રમમાં અનેક વિપત્તિઓ, દુઃખના ડુંગરો તારી ઉપર તૂટી પડે કે દુઃખના દાવાનલમાં બળવું પડે તો પણ તે બધું સહન કરજે, અને આ પત્થર પેઠે નિર્ભય થઇ શોક મોહ રહિત થઇ સ્થિર થજે.

આવો ગુપ્ત ઉપદેશ તેઓને સમજાવવામાં ન આવે તો તે નાટક ભજવવા પુરતું છે. હજારો રૂપાયાનો ખર્ચ લગ્નને ખાતર કરીએ ને તેનું રહસ્ય ન સમજે તે કેટલુ શરમ ભરેલું છે! અંતે તેઓ દુઃખી થઇને મરે છે, આ ઠેકાણે પ્રતિજ્ઞાના ઘણા શ્લોકો બોલાવી સમજાવાય છે. આ રીતે બીજી ત્રીજી વાર તેજ મુજબ મંગલફેરા ફરી, ૪ થી વખતે.

કન્યાનો ભાઈ ખધી લાજા. સુપડાના ખૂણેથી કુમારીની અંજલિમાં નાખે છે, અને કુમારી. ॐ भगाय स्वाहा એ મંત્ર ભણી. એકજ વખતે હોમી દેય છે. ૪ થી વખતે વર કન્યાએ અગ્નિનું મુંગે મોઢે પરિક્રમણ કરવું. સૂત્રકારના મત પ્રમાણે ત્રણ વાર જેમ બોલાયેલો સોદો નકી થાય તેમ, ત્રણવાર પરિક્રમા કરવાની છે. છતાં પરંપરાને અનુસરી ૪ થો મંગલ ફેરો ફરી પ્રજાપતિને આહુતિ દેવી.

## સપ્તપદી અથવા નક્કી થયેલું લગ્ન.

ઉપર પ્રમાણે પરિણયન કર્યા પછી, વર કન્યાને ઉત્તર તરફ સાત પગલાં ચલાવે છે. સાત અચલ–પર્વતો છે તથા તેનું અતિક્રમણ કરવાથી વરવહુ સુખી થાય છે આ સપ્તાચલ પર્વત ઓળંગતા સાત પ્રતિજ્ઞા કરાય છે. આપણામાં સપ્તપદી વિગેરેમાં બતાવેલી વરવધુને લેવાની પ્રતિજ્ઞાઓ પુરોહિતો સમજાવનાજ નથી. અને કોઇ સમજાવવા કોશિષ કરે છે તો યજમાન પોતાને ત્યાં નવું થતું હોય તેથી લોક લાજે આ ગમે તે રીતે અચકાય છે એટલે પુરોહિત પણ ગોટો વાળી જાય છે ઘણી વખતે પુરોહિતને પણ શાસ્ત્ર મુજબ કરાવા જતાં રૂઢીના બંધન આડાં આવે છે. પણ યજમાનેજ તે મક્કમ પણે રહી વિધિસર કરવા કહેવું જોઇએ.

દેશાચાર, લોકાચાર, ગ્રામાચાર, કુલાચાર માટે શાસ્ત્ર આડું આવતું નથી. તે જરૂર કરો પણ શાસ્ત્રોક્ત વિધિતો અવશ્ય સમજણ પૂર્વક થવોજ જોઇએ. શાસ્ત્રોક્ત, વૈદિક, પૌરાણિક વિધિમાં એ મત છેજ નહિ. જેમ કોરા કાગળે પ્રથમથી સહી કરાવી દસ્તાવેજ કે ખત લખવાનું ન્યાય વિરુદ્ધ છે અને લખી આપનાર અને લખાવનાર બંનેને હાની કર્તા છે તેમ વરવધુને લગ્નમાં એક બીજાના શા ધર્મ છે. લગ્નથી જોડાવામાં કેટલી જવાબદારી છે; તેની સમજુતી વગરનું બધું વ્યર્થ છે. આ સપ્તપદીમાં કન્યાએ પહેલો જમણો

મેં પછી હાંએ એમ આખાં ૭ પગલાં ઈશાન તરફ ચાલતાં નીચેની સંસ્કૃત અથવા ગુજરાતી અર્થવાળી પ્રતિજ્ઞા બોલતા જવું. તેની પાછળ વરને પણ તેની પ્રતિજ્ઞા બોલતાં જવું અને એજ સાચું. હઠ મૈત્રી લગ્ન મનાય છે. તે બંનેની પ્રતિજ્ઞા ૭ પગલા ચાલી લેવાયા પછી, તે કન્યા બીજાને અપાતી નથી. શાસ્ત્રમાં તેને માટે લખ્યું છે કે સપ્ત પદી થયા પહેલાં વરને હરકત આવે કે નપુંસકત્વાદિ રોગ, ખોડ, જણાય તો તે કન્યા બીજે આપી શકાય છે પણ ૭ ડગલાં ભર્યા પછી તો વિવાહ પૂરો થાય છે પછી તો સાથેજ મરવાનું કે રાંડવાનું છે. પારસી મુસલમીન, ક્રિશ્ચિયન, ખારવા, ભીલ વગેરે કોમમાં વરવધુને એક બીજા તરફની ફરજ-શરત (નકી) કબૂલાત સમજાવવામાં આવે છે. જ્યારે આજે ફરજ્યાત ગમે તેવા કુરૂપ વર કે કન્યા જોડે ગમે તેટલા વર્ષની નાની કે ઘણી મોટી દૂર બેસતીઓને બાળક કે વૃદ્ધ વર સાથે લાકડે માકડું ગોઠવી દેવામાં આવે છે. અને કજોડાં થાય છે, અને તેથીજ વર વહુમાં પ્રેમ, આશ્રમધર્મ અને સુખી સ્વર્ગીય જીવન દેખાતું નથી.



# विवाह-प्रतिज्ञा.

કન્યાદાન આપનાર, વરને પ્રતિજ્ઞા કરાવે છે.

**કન્યાપિતા—धर्मार्थकामभि र्नाम्ना यो नरैः साध्यते परः**

**(દાતા) धर्मस्त्वयानया सार्द्धमाचर्तव्यः स वै चिरम् ॥**

**धर्मे चार्थे च कामे च त्वयेयमतिचारतः**

**न त्याज्याऽऽज्याहुतिरिव भूतौ संसारभूतिदाम्॥**

**यस्त्वयाधर्मश्चरितव्यः सोऽनया सह**

**धर्मे चार्थे च कामे च त्वयेयं ना[illegible]तव्या ॥**

**ભાવાર્થ**—ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થરૂપ જે ધર્મ પાળવામાં આવે છે તે તમારે આ કન્યા સાથે પાળવો. જેમ અગ્નિ ઘીની આહુતીનો ત્યાગ કરતો નથી, તેમ તમારે આ કન્યાનો ત્યાગ કરવો નહીં, જે ધર્મ તમારે ત્રણ પુરૂષાર્થ (ધર્મ, અર્થ, કામ, ) ને ઉદ્દેશીને કરવાનો હોય તે આ કન્યા સાથે કરવો અને એનું ઉલ્લંઘન કરવું નહીં.

**વર—अहं नातिचरामीह यदुक्तं भवता ततः**

**धर्मार्थकामकैः कार्यैर्देहच्छायेव सर्वदा ॥**

**ભાવાર્થ**—તમારા કહેવા પ્રમાણે હું એનું ઉલ્લંઘન નહીં કરૂં, અને દેહની છાયા જેમ સાથે જ રહે છે તેમ ત્રણ પુરૂષાર્થ ( ધર્મ, અર્થ, કામ, ) રૂપ ધર્મમાં સાથે રાખીશ.

# " अथ सप्तपदीप्राक्रमणम् "

वर— ॐ एकमिषे विष्णुस्त्वानयतु ।

૧—ભગવાન્ વિષ્ણુ તને પ્રથમ પગલું અન્ન પ્રાપ્તિ સારૂં ચલાવો.

વદે શાસ્ત્રો એવું, પતિ સતી તણું અંગ અરધું,
બન્યાં ભાગી જેથી મમ શરીર તેથી દઉં વધુ.
સહુ વસ્ત્રાન્નાદિ, તવ કરતલે સોંપું પ્રિતથી,
ભરો પ્હેલું ચર્ણ, ચહીશ પ્રિય વામે હું હૃદથી.

कन्या—सुखदुःखानि सर्वाणि त्वया सह विभज्यते ।
यत्र त्वं तदहं तत्र प्रथमेऽहं ब्रवीमि ते ॥ १

વસું છાયા રૂપે, પતિ તમ સ્વભાવે અનુસરી,
બધાં સુખો દુઃખો, સહીશ તમ સાથે હળીમળી:
રહી સંતોષે હું, પ્રભુસમ ગણી ગુણ સમરૂં,
ભરૂં પહેલું ચર્ણ, હૃદય શુદ્ધ પ્રેમેથીજ ખરૂં. ૧

वर—ॐ द्वे ऊर्ज्जे विष्णुस्त्वानयतु । २

૨—ભગવાન્ વિષ્ણુ બળની પ્રાપ્તિ સારૂં તને બીજું પગલું ચલાવો

વિના ક્લેશે પાળે, સ્વજન મમ તા'રાં ગણી વળી,
વડીલોની આજ્ઞા, પ્રતિદિન શિરે તું ધર કળી;
થવા વૃદ્ધિ મા'રા. બલતણીજ તા'રા બલ થકી,
ભરો બીજું ચાર્ણ ચહીશ તમને હું મન થકી. ૨

कन्या—कुटंबं रक्षयिष्यामि आवृद्धबालकादिकम्
अस्ति मास्तीति संतुष्टा द्वितीयेऽहं ब्रवीमि ते ॥ २

વિના રોષે પાળું, પ્રિયતમ ગણી સૌ સ્વજનને,
વડીલોની સેવા, પ્રતિદિન થવા પ્રેરૂં મનને;
મળે ઇચ્છ્યું કે, ના, તદપિ નવ ગ્લાનિ મન ધરૂં,
ભરૂં બીજું ચર્ણું, વચન મન કર્મેથીજ ખરૂં. ૨

**वर—ॐ त्रीणि रायस्पोषाय विष्णु स्त्वानयतु । ३**

૩—ભગવાન્ વિષ્ણુ ધન પ્રાપ્તિને સારૂં તને ત્રીજું પગલું ચલાવો

થવા વૃદ્ધિ દ્રવ્ય, પ્રમુખ પદ રાખું તુજ પરે,
સહુ કાર્યોને તું, સતત થઇ ભાગી કર ધરે;
વદી મીઠી વાણી, સહુ દુઃખ શમાવે હૃદયથી,
ભરો ત્રીજું ચર્ણું, પતિવ્રત ચહીને પ્રણયથી. ૩

**कन्या—भर्तुभक्तिरता नित्यं सदैव प्रियभाषिणी ।**
**भविष्यामि पदे चैव तृतीयेऽहं ब्रवीमि ते ॥ ३**

રહું પ્રીતિવાળી, પ્રભુસમ પતિના ચરણમાં,
બની દાસી સેવા, સતત કરૂં રે'ને શરણમાં;
નહી વાણી કો દી, રસહિણ ધરૂં ઓષ્ઠ ઉપરે,
ભરૂં ત્રીજું ચર્ણું હૃદયસુખ આપું પ્રિય ! ખરે. ૩

**वर—ॐ चत्वारि मायोभवाय विष्णु स्त्वानयतु । ४**

૪—ભગવાન્ વિષ્ણુ સુખ પ્રાપ્તિને સારૂં તને ચોથું પગલું ચલાવો.

સદા આજ્ઞા મા'રી, શિરપર પ્રિયે ધારી વસવું,
ભવે ભામા થૈને, સુકૃતિ સુમતીવંતજ થવું;
સહુ સુખો મારાં, ગણી લઈ તવાધીન મનથી,
ભરો ચોથું ચર્ણું ચહીશ પ્રિય વામે હું હૃદયથી.

**कन्या—आर्ते आर्त्ता भविष्यामि सुखदुःखविभागिनी ।**
**तवाज्ञां पालयिष्यामि चतुर्थेऽहं ब्रवीमि ते ॥ ४**

વસું સુખે સ્વામી ! પુરણ સુખ પેખી તમ વિશે,
અનું સ્હામી ત્યારે, સમય પર કો દી દુઃખ વસે;
રહું નિત્યે ભાગી, સુખ દુઃખ વિશે ધર્મ સમજી;
ભરૂં ચોથું ચર્ણું, ધરીશ શિર આજ્ઞા તમ ભજી. ૪

वर—ॐ पंच पशुभ्यो विष्णुस्त्वानयतु । ५

૫—ભગવાન્ વિષ્ણુ પશુ સમૃદ્ધિ સારૂં તને પાંચમુ પગલું ચલાવો.

પશુઓથી મ્હારાં, નિપજતું દધિ દુગ્ધ ધૃત જે,
કરી રક્ષા તેની, વ્યય કરી વિવેકે તું સુખ દે;
વળી અન્ય પ્રાણી, તણું સુખ મને થાય તુંજથી,
ભરો પંચમ ચર્ણું, ચહિશ પ્રિય વામે હું હ્રુદથી. ૫

कन्या—ऋतुकाले शुचिस्नाता क्रीडिष्यामि त्वया सह ।
नाहं परतरं गच्छे पंचमेऽहं ब्रवीमि ते ॥ ५

ઋતુ શુદ્ધ પામી, અરપું તન હું આપ રતિથી,
વળી વા'લા કો દી, પર પુરૂષ પેખું ન ચિતથી;
પિતા ભ્રાતા તુલ્ય, સકલ જન માની જગતમાં,
ભરૂં પંચમ્ ચર્ણું, નિશદિન ધરી પ્યાર તમમાં. ૫

वर—ॐ षडृतुभ्यो विष्णुस्त्वानयतु । ६

૬—ભગવાન્ વિષ્ણુ વસંતાદિ ઋતુના વિલાસ સારૂ તને છઠ્ઠું પગલું ચલાવો.

થતાં પેદા સુખો, ઋતુ ઋતુ તણાં જે અવનવાં,
પ્રિયે ! પ્રીતેથી તે, અનુભવિશ સંગે રહી તુમાં;
નહી રાખું કો દી, અવર લલના પ્રીત હ્રુદમાં,
ભરો છઠ્ઠું ચર્ણું, જગપતિ ધરૂં સાક્ષી વચમાં. ૬

कन्या—ग्रहाय साक्षिणो विष्णुस्त्वयाहं नैव वंचिता। ६
उभयोः प्रीतिसंभूता षष्ठे चैव ब्रवीमि ते ॥

કુબુદ્ધિ રાખું ના, મન શરીર વાણીથી પક્ષમાં,
વળી ચિત્તદ્વારા દરશન કરૂં ના અવરનાં;
સદા રાખી પ્રીતિ, કરિશ નહીં ક્લેશાદિ ગૃહમાં,
ભરૂં છઠ્ઠું ચર્ણું, જગપતિ ધરી સાક્ષિ વચમાં.. ૬

वर—[illegible] सखे सप्तपदा भव सा मदनुव्रता
भव चि[illegible] ॥ ७

૭—હે સખિ ! તું સાતમું પગલું ચાલીને સાત લોકમાં વિખ્યાત થા મારી આજ્ઞા પ્રમાણે વર્તન રાખનારી થા, વિષ્ણુ ભગવાન તને સાતમું પગલું ચલાવો.

થવાને પ્રખ્યાતિ, સ્વરગ શુભ સાતે મહિ પ્રિયે,
ધરો પાતિવ્રત્ય, અખુટ સુખ જેથી ઇશ દિયે;
સદા સાચી પ્રીતિ, શુભ મતિ સુકર્મોથી પળવા,
ધરો સપ્તમ્ ચર્ણું, સુખ સ્વર્ગ સરખું જ મળવા. ૭

कन्या—होमयज्ञादिकार्येषु भवामि च सहायिनी।
धर्मार्थकामकार्येषु सप्तमेऽहं ब्रवीमि ते ॥ ७

સવેળા ઉઠીને, તમ થકી ગૃહે કાર્ય કરવા,
વળી યજ્ઞાદિમાં, અરધ તમ ભાગીજ બનવા;
અને આશા રાખું, સકલ શુભ ધર્માદિ કરવા,
ભરૂં સપ્તમ્ ચર્ણું, સુખ સ્વર્ગ સરખુંજ મળવા. ૭

इति सप्तपदि-प्रक्रमणम्

## "વડિલોના આશીર્વાદ"

કન્યાદાતા વરના પિતાના અથવા તેના વડીલના ખોળામાં કન્યાને બેસાડી કહે છે:

**[1]अष्टवर्षा त्वियं कन्या पुत्रवत्पालिता मया ।**
**इदानीं तव पुत्राय दत्ता स्नेहेन पाल्यताम् ॥**

મેં પુત્રની માફક પાલન કરેલી આઠ[1] વર્ષની આ કન્યા હમણાં તમારા પુત્રને દાન કરી આપી છે તેનું પ્રેમથી પાલન કરજો.

પુનઃ વરની માતાના ખોળામાં બેસાડી કહે છે:—

**अस्मदादिसुहृद् बंधून् त्यक्त्वा याति भवद्गृहम् ।**
**अतिस्नेहेन मातेव कन्यां मे परिपालय ॥**

હમો (પિતા, માતા, ભાઈ, બહેન) વિગેરે સગા વહાલાંને ત્યાગ કરીને મારી કન્યા તમારે ઘેર આવે છે માટે માતાની માફક અત્યંત સ્નેહથી એનું પાલન કરજો

પુનઃ વરપ્રતિ કહે છે.

**इयं कन्या मया दत्ता तव विप्र[2] सहायिनी ।**
**स्वदेशे परदेशे वा परिपाहि कुलोचितम ॥**

હે વિપ્રવર! તમને (ધર્મ, અર્થ, કામમાં) સહાય કરનારી આ કન્યા મેં આપી છે; તેનું સ્વદેશમાં વા પરદેશમાં તમારા કુળની યોગ્યતા મુજબ પાલન કરજો.

ઉપરોક્ત પ્રતિજ્ઞાઓ સમજવામાં (પાઠ કરાવીને બોલાવવામાં) આવે તો વર વધુમાં તથા તે કુટુંબમાં કદાપિ ક્લેશાદિક થવા સંભવ રહેશે નહિ. (કે. મા. શાસ્ત્રીની વિ. પ્રતિજ્ઞામાંથી)

---

૧ જેટલા વર્ષની હોય તેટલાં વર્ષ બોલવાં.

૨ વર બ્રાહ્મણ હોય તો વિપ્ર, ક્ષત્રિય હોય તો વીર, વૈશ્ય હોય તો દાસ, એમ ફેરફાર કરી બોલવું.

# કંસારભક્ષણ અને ધ્રૂવ કે સૂર્યદર્શન.

આ વિધિ ઘણો ઉપયોગી છે. બંનેને એક બીજાએ જમાડીને જમવામાં પ્રત્યેકના હૃદય મંદિરમાં પવિત્ર ભાવનાનાં બીજ રોપાય છે. અને દરેકની સમક્ષ વરકન્યાનુ આ એગ્રીમેન્ટ થાય છે કે જે કદી પણુ તોડી નહી શકાય તેવું મજબૂત છે. તે ન સમજવાથીજ પતિ પત્નીમાં પગરખાં ઉડે છે ને કજીઆઓ થાય છે ને સંસાર ધૂળ થાય છે. ઘણી સ્ત્રીઓ સવારમાં ક્ષુધાશાન્તિ કરીને રસોઈ કરે છે. ઘણી તો રસોઈ કરતાં દાળ શાક કડછીમાં કહાડી જુવે છે. ને કેટલીએક જીવતા જાગતા પતિના પહેલાં જમી લેય છે. તે બીજા જન્મમાં વડવાગોલ થઇ ઉંધે માથે રહે છે.

વર કન્યાને જમાડતી વખતે કહે છે કે, **प्राणैस्ते प्राणान्संदधामि.** મારા પ્રાણ જોડે તારા પ્રાણને હું જોડું છું **अस्थिभिरस्थीनि संदधामि** મારાં હાડકાં જોડે ત્હારા હાડકાંને હું જોડું છું. **मांसैस्ते मांसानि संदधामि.** મારાં માંસની સાથે ત્હારા માંસને જોડું છું. **त्वचाते त्वचं संदधामि.** મારી ચામડી સાથે ત્હારી ચામડીને જોડું છું. આ પ્રમાણે વર ચારવાર કન્યાને જમાડે છે અને પછી આચાર પ્રમાણે કન્યા વરને જમાડે છે. આ કર્મ પરણ્યા પછી ૪થે દિવસે. કરવાનું છે. છતાં તે આપણામાં તેજ રાત્રે કે બીજે દિને થાય છે. આવી રીતે વર પત્નિનું પોષણ કરવા દરેકની સમક્ષમાં બંધાય છે કે, જે કાંઈ કમાઇ લાવીશ તે પ્રથમ તને આપીશ એમ કબૂલ કરે છે. ત્યારે સ્ત્રી કહે છે જે હું આપને જમાડયા શિવાય જમીશ નહીં, મારા સાચા પરમેશ્વર તમોજ છો. પશ્ચિમની મિસ મેયો આ આદર્શને ક્યારે જાણશે ?

લગ્નની સમાપ્તિમાં વર કન્યાને ધ્રુવના દર્શન કરાવે છે "હે વધુ તું ધ્રુવની પેઠે સ્થિર થા તે માટે તને ધ્રુવ દેખાડું છું. તું મારામાં દૃઢ ભક્તિ વાળી થા. અને મારી પ્રજાનું પોષણ કર. તને બ્રહ્માએ મને આપી છે. તેથી તું મારી સાથે પ્રજા ઉત્પન્ન કરી સો વર્ષ જીવ." આચાર્ય વરને કહે છે કે આ કન્યાને સૂર્યનું દર્શન કરાવો. પછી વધુ સૂર્યનું દર્શન કરે છે. સૂર્ય અસ્ત હોય તો ધ્રુવનું પૂજન કરાવી તેનું દર્શન કરાવવું. છેવટે વર, **मम व्रते ते हृदयं दधातु मम चित्तमनुचित्तं तेऽस्तु. मम वाचमेकमना जुषस्व. प्रजापतिस्त्वां नियुनक्त मह्यम्** । મારા વ્રતમાં તારા હૃદયને ધારણ કર. તારૂં અન્તઃકરણ મારા ચિત્તને અનુસરે એમ ઐક્ય થાઓ. તું મારી વાણી વિષે એક મનવાળી થા. પ્રજાપતિએ તને મારે માટેજ જોડેલી છે.

પછી વર કન્યા ઉપર અભિષેક **आपो हिष्ठा**–મંત્રોથી કરે છે. પછી ગામની સ્ત્રીઓ કન્યાના કાનમાં સૌભાગ્ય બોલે છે. અને પહેરામણી થાય છે. પારસી વિગેરે કેટલીએક કોમોમાં વરને ઘરની બધી વસ્તુઓ આપી ઘર વસાવી આપે છે આપણામાંય યથાશક્તિ પહેરામણી વિગેરે કરે છે, છેવટે પુરોહિત આશીર્વાદ આપે છે અને સગાં તરફની પહેરામણી એઉને ત્યાં બે ચાર દિવસ જે ખાધું પીધું હોય તે નિકટના સંબંધ પ્રમાણે કરે છે, વિવાહ ઉછીક્ષ કહેવાય છે ખાઇને ખવરાવવાનું છે, દરેક સંસ્કારમાં ૧૦ થી ઓછા બ્રાહ્મણ ન જમાડવા વધુ તો શક્તિ પ્રમાણે કરવું. બાકી તો ખાઇને ખવરાવવાનું છે તેમાં ધર્મશાસ્ત્ર ફરજ પાડી કહેતું નથી કે જ્ઞાતિ આખી જમાડવીજ જોઇએ. તે પછી. ગોત્રજને ઘરમાં પૂજાવી પગે લગાડી મીઠાં મોઢાં કરાવી વડીલોના આશી-

વૃદ્ધિ મેળવવાનો લૌકિક વિધિ થાય છે. વિવાહના દિવસથી આરંભી ત્રણ દિવસ સુધી વર કન્યાએ લૂણ વગરનું ભોજન કરવું જોઇએ. જમીન ઉપર પથારી પાથરી સુઈ રહેવું. અને એક વર્ષ અથવા બાર રાત્રિ ૭ રાત્રિ અને છેવટ ૩ રાત્રિ બ્રહ્મચર્ય પાલન કરવું. શાસ્ત્રમાં કહ્યું છે જે, ઋતુ આવ્યા પહેલાં સહવાસ થવો ન જોઇએ. કન્યાને પરણાવી એટલે ધણીના સમાગમનો હક્ક થયો એવું કયાંઇ શાસ્ત્રમાં છે નહી. ઉપર પ્રમાણે વિવાહ થયા પછી મનુ કહે છે કે ऋतु-कालाभिगामी स्यात् ઋતુંકાળમાંજ પતિએ સ્ત્રીનો સંગ કરવો કદાપિ કાળે ઋતુ પહેલાં દ્વિજાતિએ સ્ત્રી ગમન કરવું નહીં નાગર–પાટીદાર વિગેરે કોમમાં અને દક્ષિણ વિગેરે ઘણા દેશોમાં ઋતુ આવ્યા પછીજ કન્યાને તેને સાસરે મોકલે છે તે શાસ્ત્રોક્ત ચાલ ઉત્તમ છે તેથી પરિપક્વ રજવીર્યથી ઉત્તમ સન્તતિ થાય છે. ઉપર ત્રણ રાત્રિ સુધી જે લખ્યું છે તે ગૌણ બ્રહ્મચર્ય યોગ્ય ઉમરની સ્ત્રી માટે છે. નહી કે, અયોગ્ય જોડે. વિવાહનો વિધિ ઘણો સમજવાનો છે તેના મંત્રોમાં જેનો સંસ્કાર કરવાનો હોય તેને સ્પર્શ કરી મંત્ર ભણવાનો છે. આ સ્પર્શથી તથા મંત્રથી, હિપ્નોટીઝમના જેવી અસર થાય છે. આવા સ્પર્શનો તથા મંત્રોનો ઉપયોગ માત્ર સંસ્કારોમાં થતો એમ નહી પણ અસાધ્ય રોગો મટાડવામાં પણ કરવામાં આવતો તેને માટે ઋગ્વેદમાં કહ્યું છે જે.

हस्ताभ्यां दश शाखाभ्यां जिह्वा वाचः पुरोगवी ।
अनामयित्नुभ्यां त्वा ताभ्यां त्वोपस्पृशामसि ॥

" જીભથી મંત્રનો ઉચ્ચાર કરી દશ આંગળીવાળા તથા આરો-

અતા આપનારા હાથથી હું તારો સ્પર્શ કરૂં છું. ક્રિયાઓમાં ડાબા કરતાં જમણો હાથ ઉપયોગમાં લેવાનું ઋગ્વેદમાં કહ્યું છેઃ—

**अयं मे हस्तो भगवानय. मेभगवत्तरः ।**

**अयं मे विश्वभेषजोऽयं. शिवाभिमर्शनः ॥**

આ મારો ડાબો હાથ કલ્યાણ કારક છે અને તેના કરતાં જમણો હાથ વધુ કલ્યાણ કારી છે. કારણ કે તેમાં આખા વિશ્વનું ઔષધ સમાયેલું છે. તેના સ્પર્શથી સર્વ પ્રકારે કલ્યાણ થાય છે. આવી શકિત પ્રાપ્ત કરવા સદાચાર સાથે દરેક સંસ્કાર સમજપૂર્વક કરવાનો છે. ઉપરનો વિધિ ટૂંકમાં સપ્રમાણ પારસ્કર ગૃહસૂત્રાદિને આધારે લખ્યો છે. તેમાં વિસ્તાર ભયથી પ્રમાણો લખ્યાં નથી. બ્રાહ્મણે પોતાને ભાણે ખપતી કન્યા જોડે વિવાહ કરે તેમાં બાધ નથી. તો ઉનેવાળ ઉનેવાળની કન્યા જોડે પરણે તેમાં બાધ હોયજ નહી. છતાં તે જેમ સહવાસમાં આવતા જશે ત્યારે તે પણ કાળ બળે કરીને થશેજ. દુર દેશાવરમાં રહેવાથી જે જુદાઈ પડી છે તે પણ વાસ્તવીક છે. અજાણ્યા—દૂર વિદેશમાં કન્યા આપતાં પણ સૌ અચકાય તે સ્વાભાવિક છે. ઉપરમાં લગ્નનો સંપૂર્ણ વિધિ દર્શાવ્યોન થી પણ રહસ્ય તરફજ વધુ લક્ષ્ય અપાયું છે. કાંઇ વધુ ઘટું કે ઉલટું સુલટું લખાયું હોયતો મને ક્ષમા આપશો એવી વિનતિ કરતો વિરમિશ



# ॥ १६ ॥ विवाहसंस्कारः ॥

पंचसु बहिः शालायां विवाहे चूडाकरण उपनयने केशान्ते सीमन्तोन्नयन इति। उपलिप्तऽउद्धृतावोक्षितेऽग्निमुपसमाधाय। निमन्थ्यमेके विवाहे। उदगयन आपूर्यमाणपक्षे पुण्याहे कुमार्याः पाणिगृह्णीयात्। त्रिषुत्रिषूत्तरादिषु। स्वातौ मृगशिरसि रोहिण्यां वा। तिस्रो ब्राह्मणस्य वर्णानुपूर्व्येण। द्वे राजन्यस्य एका वैश्य। अथैनांवासः परिधापयति जरांगच्छ परिधत्स्व वासो भवाकृष्टीनामभिशस्तिपावा। शतंच जीवशरदः सुवर्चा रयिं च पुत्रानतुसंव्ययस्व। आयुष्मतीदं परिधत्स्व वास इति। अथोत्तरीयम् या अकृन्तन्नवयं या अतन्वत याश्च देवीस्तंतूनभितो ततन्थ तास्त्वा देवीर्जरसे संव्ययस्वायुष्मतीदं परिधत्स्व वास इति। अथैनौ समंजयति। समञ्जन्तु विश्वेदेवाः समापो हृदयानिनौ सम्मातरिश्वा संधाता समुदेष्ट्री दधातुनाविति। पित्राप्रत्तामादाय गृहीत्वा निष्क्रामति यदैषिमनसा दूरं दिशोऽनुपवमानो वा हिरण्यपर्णो वैकर्णः सत्वामन्मनसां करोत्विन्यसाविति। अथैनौ समीक्षयति। अघोरचक्षुरपतिघ्न्येधि शिवापशुभ्यः सुमनाः सुवर्चाः। वीरसूर्देवकामास्योना शन्नो भव द्विपदे शं चतुष्पदे। सोमः प्रथमो विविदे गंधर्वोविविद उत्तरः। तृतीयोऽग्निष्टे पतिस्तुरीयस्ते मनुष्यजाः। सोमोऽददद्गन्धर्वाय गंधर्वोऽददद्ग्नये रयिं च पुत्रांश्चादादग्निर्मह्यमथो इमाम्। सानः पूषा शिवतमामैरय सा न ऊरू उशती विहर। यस्यामुशंतः प्रहराम शेपं यस्यामुकामा बहवो निविष्ट्या इति॥ पारस्करः ॥२४॥

વિવાહ, ચૌલ, ઉપનયન કેશાન્ત, અને સીમન્ત સંસ્કાર ઘરની બહાર બાર હાથ લાંબો પહોળો મંડપ બાંધી, ત્યાં કરવામાં આવે છે. વૈશ્વદેવમાં કરવામાં આવતા પાંચ ભૂસંસ્કાર કરી અગ્નિનું સ્થાપન કરવું. ગૃહ્ય લૌકિક અથવા અરણિકાષ્ઠથી ઉત્પન્ન કરેલા અગ્નિનું સ્થાપન કરવું ઉત્તરાયણમાં શુક્લ પક્ષમાં શુભ દિવસે વિવાહથી અથવા પુરુષ સંયોગથી દૂષિત નહીં થયેલી એવી કુમારીનો હાથ ગ્રહણ કરવો. ઉત્તરા હસ્ત ચિત્રા ઉત્તરાષાઢા શ્રવણ ધનિષ્ઠા ઉત્તરાભાદ્રપદ રેવતી અશ્વિની સ્વાતિ મૃગશિર અને રોહિણી એટલાં નક્ષત્ર વિવાહમાં શુભ છે. બ્રાહ્મણ સ્વવર્ણા ક્ષત્રિયા તથા વૈશ્યા સાથે, ક્ષત્રિય સ્વવર્ણા તથા વૈશ્યા સાથે, અને વૈશ્ય સ્વવર્ણા સાથે વિવાહ કરી શકે છે. વરનું મધુપર્કથી પૂજન થયા પછી વર કન્યાને વસ્ત્ર પહેરાવે છે. "તું મારી સાથે સુખ ભોગવી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કર. હું આપું છું તે વસ્ત્ર ધારણ કર. મનુષ્યોનું શ્રેય કર. તું સો વર્ષ જીવ.

પતિવ્રત તેજયુક્ત થઇ દ્રવ્ય અને પ્રજા ઉત્પન્ન કરી તેમનું સંરક્ષણ કર. હે આયુષ્મતી, આ વસ્ત્ર પહેર" પછી ઉત્તરીય વસ્ત્ર આપે છે. "જે દેવીઓએ આ વસ્ત્ર કાંત્યું છે તથા વણ્યું છે, તે દેવીઓ તું વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કર ત્યાં સુધી તને વસ્ત્ર પહેરાવો. હે આયુષ્મતી, આ વસ્ત્ર પહેર." પછી કન્યાનો પિતા વરકન્યાને એક બીજાની સન્મુખ બેસાડે છે. આ વખતે વરની ત્રણ પેઢી તથા કન્યાની ત્રણ પેઢીનો ગોત્રાચાર આચાર્ય કહે છે. પછી વર બોલે છે. "હે કન્યા, વિશ્વેદેવ અર્થાત્ સર્વ દેવતાઓ નિમિત્ત રાંધવામાં આવતું અન્ન, જળ, તથા, વાયુ, આપણાં હૃદયને શુદ્ધ કરી, તેમાં સારા સંસ્કાર પાડો, પ્રજાપતિ અર્થાત્ પરમાત્મા આપણી વાણીને ધર્મમાં

સ્થિર કરો." પછી પિતા કન્યાનું દાન આપે છે. તેનું ગ્રહણ કરી વર બહાર મંડપમાં જાય છે.

"હે કન્યા, તું એક દિશામાંથી બીજી દિશામાં જતા વાયુ માફક તારા પિતાના ગૃહમાંથી તારી રાજી ખુશીથી મારી જોડે આવે છે, તેથી તે વાયુ દેવતા તારા કર્ણનો આશ્રય લઇ, કર્ણમાં તેજસ્વી વચનો સંભળાવી તને મારામાં આસક્ત કરો." એમ કહી વર કન્યાનું નામ બોલે છે. પછી તેઓને એક બીજાની સામું જોવડાવે છે. વર કહે છે, "હે કન્યા, તું સૌમ્ય દષ્ટિવાળી થા. તું પતિનો વિરોધ કરીશ નહીં. તું પશુઓનું રક્ષણ કરજે. તારું મન પ્રસન્ન રાખજે. વીરપુત્ર ઉત્પન્ન કરજે. સૂર્યાદિ દેવતાઓનું સેવન કરજે. તું સુખ પામજે અને અમને સુખ આપજે સર્વ મનુષ્યોને અને પશુઓને સુખી કરજે. પ્રથમ ઔષધિનાથ સોમે તારી સંભાળ લીધી. પછી ગન્ધર્વે અને તે પછી અગ્નિએ તારું રક્ષણ કર્યું, અને આ પ્રમાણે તને મોટી કરીને મનુષ્યને સોંપી. ઔષધિનાથ સોમે ગન્ધર્વને આપી. ગન્ધર્વે અગ્નિને આપી. અગ્નિએ ધન તથા પ્રજાની પ્રાપ્તિ સારૂં આ કન્યા મને આપી." બાળક નાનું હોય છે. ત્યારે તેને નિત્ય ઓસડ પાવાં પડે છે, અને તેથી તેનું શરીર સ્વસ્થ રહે છે. પછી એને નાની નાની કવિતાઓ તથા ગીતો શીખવવામાં આવે છે. તે પછી કુમારને ઉપનયન આપી ગુરૂને ત્યાં મોકલવામાં આવે છે. અને કુમારીને જાત જાતની રસોઇ શીખવવામાં આવે છે, જે શીખવાથી સાસરે સુખી થાય છે. આ મંત્રમાં આવી રીતે કુમારી શી રીતે ઉછરે છે, તથા તેને શું શું શીખવાડવું જોઇએ, તે જણાવવામાં આવ્યું છે. ઘણા વિદ્વાનો આ મંત્રનો અર્થ એવો કરે છે, કે, "તારે ત્રણ ધણી થયા અને હું ચોથો ધણી છું." પણ આવી રીતે શાસ્ત્ર

વિરૂદ્ધ કરેલો અર્થ શિષ્ટજનોએ માન્ય કરવો જોઇએ નહીં. યાજ્ઞવલ્કય કહે છે, કે ઔષધિનાથ સોમે તેને કાયિક તથા માનસિક શુદ્ધિ અર્પણ કરી, ગંધર્વે તેને મંગળવાણી આપી, તથા અગ્નિએ તેને સર્વ પ્રકારની શુદ્ધિ આપી તેથી સ્ત્રીને પવિત્ર ગણવી જોઇએ. ઔષધિના ઉપચારથી તેઓ પોતાની તથા પોતાની સંતતિની શુદ્ધિ કરે છે, સંગીતના અનુષ્ઠાનથી તેઓની વાણી અતિપ્રિય લાગે છે, અને અગ્નિના અનુષ્ઠાનથી તેઓ વિધિ પ્રમાણે સાત્વિક રસોઇ બનાવી સર્વેને ભોજન આપી પોતે પાવન થાય છે, અને બીજાને પાવન કરે છે. "પૂષા દેવતા તને સદ્‌ગુણ તથા શીલસંપન્ન કરી મારે ત્યાં મોકલે. તું રતિસુખ તથા પુત્રસુખ પ્રાપ્ત કરવા મારી સાથે વિહાર કર. તારાથી મારી મુક્તિપર્યંતની સર્વ કામનાઓ સિદ્ધ થાઓ." પછી વિવાહ હોમ કરવામાં આવે છે. પછી કન્યા લાજા હોમ કરે છે.

**कुमार्या भ्राता शमीपलाशमिश्राँल्लाजानञ्जलिनांजला वावपति। तां जुहोति। संहतेन तिष्ठती अर्यमणं देवं-कन्याऽग्निमयक्षत। सनो अर्यमा देवः प्रतोमुंचतुमापते-स्वाहा। इयन्नार्युपब्रूते लाजानावपंतिका। आयुष्मानस्तुमे पतिरेधंतां ज्ञातयो ममस्वाहा। इमाँल्लाजानावपाम्यग्नौ समृद्धिकरणं तव मम तुभ्यंच संवननं तदग्निरनुमन्यतामियं स्वाहेति। अथास्यै दक्षिणं हस्तं गृह्णाति सांगुष्ठं गृभ्णामिते सौभगत्वाय हस्तंमया पत्या जरदष्टिर्यथासः भगोऽ अर्यमा सविता पुरन्धिर्मह्यं त्वाऽदुर्गार्हपत्याय देवाः। अमोऽहमस्मि सात्वं सात्वमस्यमोऽअहं। सामाहमस्मिऋक्त्वं द्यौरहं पृथिवी त्वं तावेहि विवहावहै सहरेतोदधावहै**

**प्रजां प्रजनयावहै पुत्रान्विन्दावहै बहूनूते संतुजरदष्टयः। संप्रियौ रोचिष्णु सुमनस्यमानौ। पश्येमशरदः शतं जीवेम शरदः शतं शृणुयाम शरदः शतमिति ॥ पार ॥२८॥**

પછી કુમારીનો ભાઇ શમી તથા ખાખરાના મિશ્રિતલાજા ( શેકેલી ડાંગર) કુમારીની અંજલિમાં પોતાની અંજલિ વડે નાંખે છે. કુમારી અંજલિ બંધ કરી ઉભી થઇ ત્રણ વખત લાજાની આહુતિ આપે છે. પ્રથમ આહુતિ આપતી વખતે કહે છે કે, "સારા વરની પ્રાપ્તિ સારૂ મ્હેં-કન્યાએ, હે તેજસ્વી સૂર્ય દેવતા, તારૂં યજન કર્યું હતું. હવે મ્હેં તેવો વર પ્રાપ્ત કર્યો છે, માટે મને આ મારા પિતાના ગૃહમાંથી મુક્ત કરીને મારા પતિના ગૃહ સાથે હમેશને માટે જોડ. પતિના ગૃહથી મને છૂટી પાડીશ નહીં." બીજી અને ત્રીજી આહુતિ વખતે અનુક્રમે કહે છે કે, "મારો પતિ દીર્ઘાયુષ પ્રાપ્ત કરો, અને મારી જ્ઞાતિઓ વૃદ્ધિ પામો." "હે પતિ તારી સમૃદ્ધિ સારૂ આ લાજાને હું અગ્નિમાં હોમું છું. આપણી બેઉ જણની પરસ્પર પ્રીતિને અગ્નિ અનુમોદન આપો." તે પછી વરકન્યાનો જમણો હાથ અંગુઠા સાથે ગ્રહણ કરી બોલે છે. "હે યુવતિ! સન્તાનોત્પાદનાદિ સૈભાગ્યની સિદ્ધિને સારૂં હું તારો હસ્ત ગ્રહણ કરૂં છું. તું મારી સાથે આનંદ ભોગવી વૃદ્ધાવસ્થા પ્રાપ્ત કર. ભગવાન્ સૂર્ય દેવતાએ તથા અર્યમાદેવતાએ મારી ગૃહિણી થવા સારૂ, રૂપગુણસંપન્ન તને, મારે સ્વાધીન કરી છે. ઇશ્વરરૂપ હું છું અને પ્રકૃતિરૂપ તું છે. સામરૂપ હું છું અને ઋચારૂપ તું છે દ્યૌરૂપ હું છું અને પૃથ્વીરૂપ તું છે. આવ આપણે બેઉજણ વિવાહ કરીએ, વીર્યધારણ કરીને પ્રજા ઉત્પન્ન કરીએ. અને બહુ પુત્ર પ્રાપ્ત કરીએ. તારા પુત્ર દીર્ઘાયુષવાળા થાય. આપણે પરસ્પર પ્રેમથી જોડાઇએ

તેજસ્વી થઇએ અને ઉચ્ચ મનોવૃત્તિ ધારણ કરીએ. સો શરદ ઋતુ જોઇએ, સો શરદ ઋતુ જીવીએ અને સો શરદ ઋતુ શ્રુતિનું અધ્યયન કરીએ." ૨૫.

**હાથ ગ્રહણ કરવા સંબંધમાં આશ્વલાયન કહે છે કેઃ—**

**अंगुष्ठमेव गृह्णीयाद्यदि कामयीत पुमांस एव मे पुत्रा-जायेरन्। अङ्गुलीरेव स्त्रीकामः। हस्तं साङ्गुष्ठमुभयकामः।**

જે માણસને એવી ઇચ્છા હોય કે મારે પુત્રસંતતિ થાય, તેણે એકલો અંગુઠો ગ્રહણ કરવો. પુત્રીની કામના વાળાએ આંગળીઓ ગ્રહણ કરવી. અને પુત્ર તથા પુત્રી બેઉની કામના વાળાએ અંગુઠા સાથે હાથ ગ્રહણ કરવો.

**अथैनामश्मानमारोहयत्युत्तरतोऽग्नेर्दक्षिणपादेन। आरोहेममश्मानमश्मेव त्वं स्थिराभव अभितिष्ठपृतन्यतो व बाधस्व पृतनायत इति। अथ गाथां गायति सरस्वति-प्रेदमव सुभगेवाजिनीवती। यां त्वा विश्वस्य भूतस्यप्रजायामस्याग्रतः। यस्यां भूतं समभवद्यस्यां विश्वमिदं जगत्। तामद्य गाथां गास्यामि यास्त्रीणामुत्तमंयश इति। अथ परिक्रामतः तुभ्यमग्ने पर्यवहन्त्सूर्यां वहतुनासह। पुनः-पतिभ्यो जायां दाग्ने प्रजया सहेति। एवं द्विरपरं लाजादि। चतुर्थं शूर्पकुष्ठया सर्वांल्लाजानापतिभगाय स्वाहेति। त्रिः परिणीतां प्राजापत्यंहुत्वा ॥ पारस्कक्षर ॥ २६ ॥**

પછી અગ્નિના ઉત્તર ભાગમાં સ્થાપન કરેલા પથ્થર ઉપર તેને ચઢાવે છે, વર કહે છે, ત્યારે "હે કન્યા, આ પથ્થર ઉપર ચઢ

અને પથ્થરના જેવી મજબુત થા. તારી સાથે કલહ કરે તેની સામે ઉભી રહી તેને શાંત કર, અને તારી ઉપર કોઇ હુમલો કરે તેનો પરાજય કર." પછી વર ગાન કહે છે. "હે સરસ્વતિ ! તું કલ્યાણ કરનાર તથા અન્નદાતા છે. આ સર્વની રક્ષા કર. તને વેદાદિ સર્વ વિશ્વની માતા રૂપે વર્ણવે છે. પ્રકૃતિ તુંજ છે. તારામાંથી આ વિશ્વ ઉત્પન્ન થાય છે, અને તારામાંજ લીન થાય છે. જે ગીતમાં ગવાતા સરસ્વતીના યશ, ગુણ તથા પ્રભાવ સાંભળીને સ્ત્રીઓ શ્રેષ્ઠ યશ અને કીર્તિ સંપાદન કરે છે, તે સરસ્વતીનું ગીત હું ગાઇશ." પછી વર કન્યા એક બીજાનો હાથ ઝાલીને અગ્નિની પરિક્રમા કરે છે. "હે અગ્નિ ! સોમાદિએ તાલીમ લેવા સારૂ આ કન્યા તને સોંપી હતી. તું તેને કાંતિમાન્ અને પાકશાસ્ત્રમાં નિપુણ બનાવી પછી યોગ્ય પતિ સાથે તેનો વિવાહ કરાવ તથા તેને પુત્રાદિ આપ." આવી રીતે બીજી વખત તથા ત્રીજી વખત લાજા હોમથી પરિક્રમણ સુધીનું કર્મ કરવું. ચોથી વખત કુમારીનો ભાઇ સર્વે લાજાને સૂપડાથી કુમારીની અંજ-લિમાં નાંખે છે, અને કુમારી **भगाय स्वाहा** એમ બોલી સર્વ લાજા હોમી દે છે. (પછી કાંઇ પણ મંત્ર ભણ્યા વિના ચોથી વાર અગ્નિનું પરિક્રમણ કરે છે. સૂત્રકારના મત પ્રમાણે ત્રણવાર અગ્નિની પરિક્રમા કરવાની છે.) આ પ્રમાણે ત્રણવાર અગ્નિની પરિક્રમા કરી પ્રજાપતિને આહુતિ આપી નીચે પ્રમાણે કર્મ કરવામાં આવે છે. ૨૬.

**अथैनामुदीच्यां सप्तपदानि प्रक्रामयति । एकमिषे द्वे ऊर्जे त्रीणि रायस्पोषाय चत्वारि मायोभवाय पंचपशुभ्यः षड् ऋतुभ्यः सखे सप्तपदा भव । सामामनुव्रताभव । विष्णुस्त्वानयत्विति सर्वत्रानुषजति । निष्क्रमणप्रभृत्युदकुंभं**

स्कंधे कृत्वा दक्षिणतोऽग्नेर्वाग्यतः स्थितोभवति । ततएनां मूर्द्धन्यभिषिंचति । आपः शिवाः शिवतमाः शांताः शांततमास्तास्ते कृण्वंतु भेषजमिति । आपोहिष्ठेतिच तिसृभिः । अथैनां सूर्यमुदीक्षयतितच्चक्षुरिति । अथास्यैदक्षिणांसमधि हृदयमालभते । ममव्रते ते हृदयं दधामि मम चित्तमनु चित्तंते अस्तु । मम वाचमेकमना जुषस्व प्रजापतिष्ट्वानियुनक्तुमह्यमिति । अथैनामभिमंत्रयते । सुमंगलीरियं वधूरिमां समेत पश्यत सौभाग्यमस्यै दत्त्वा याथास्तं विपरेतनेति । तां दृढ पुरुष उन्मथ्य प्राग्वोदग्वानुगुप्तागार आनडुहेरोहिते चर्मण्युपवेशयति इहगावो निषीदंत्विहाश्वा इह पूरुषाः । इहो सहस्रदक्षिणो यज्ञ इह पूषा निषीदत्विति । ग्रामवचनं च कुर्युः । आचार्याय वरं ददाति । गौर्ब्राह्मणस्य वरः ग्रामो राजन्यस्य अश्वो वैश्यस्य । अस्तमिते ध्रुवं दर्शयति । ध्रुवमसि ध्रुवं त्वापश्यामिध्रुवैधिपोष्येमयि । मह्यं त्वादाद्बृहस्पतिर्मया पत्या प्रजावती संजीव शरदः शतमिति । त्रिरात्रमक्षारालवणाशिनौ स्यातामधः शयीयातां संवत्सरं न मिथुनमुपेयातां द्वादशरात्रं षड्रात्रं त्रिरात्रमंततः ॥ पारस्करः ॥ २७ ॥

ઉપર પ્રમાણે પરિણયન કર્યા પછી (અગ્નિની પરિક્રમા કર્યા પછી) વર કન્યાને ઉત્તર તરફ સાત પગલાં ચલાવે છે. તે વખતે દરેક પગલે વર નીચે પ્રમાણે મંત્ર ભણે છે. ૨૭.

ॐ एकमिषे विष्णुस्त्वानयतु ।

ભગવાન્ વિષ્ણુ તને પ્રથમ પગલું અન્નપ્રાપ્તિ સારૂં ચલાવો. ૧

**ॐ द्वे ऊर्ज्जे विष्णुस्त्वानयतु ।**

ભગવાન્ વિષ્ણુ બળની પ્રાપ્તિ સારૂ તને બીજું પગલું ચલાવો. ૨

**ॐ त्रीणि रायस्पोषाय विष्णुस्त्वानयतु ।**

ભગવાન્ વિષ્ણુ ધન પ્રાપ્તિને સારૂં તને ત્રીજું પગલું ચલાવો. ૩

**ॐ चत्वारि मायोभवाय विष्णुस्त्वानयतु ।**

ભગવાન્ વિષ્ણુ સુખ પ્રાપ્તિને સારૂ તને ચોથું પગલું ચલાવો. ૪

**ॐ पंच पशुभ्यो विष्णुस्त्वानयतु ।**

ભગવાન્ વિષ્ણુ પશુ સમૃદ્ધિ સારૂ તને પાંચમું પગલું ચલાવો. ૫

**ॐ षड्ऋतुभ्यो विष्णुस्त्वानयतु ।**

ભગવાન્ વિષ્ણુ વસંતાદિ ઋતુના વિલાસ સારૂ તને છઠ્ઠું પગલું ચલાવો. ૬

**ॐ सखे सप्तपदा भव सा मामनुव्रता भव विष्णुस्त्वानयतु**

હે સખી, તું સાતમું પગલું ચાલીને સપ્તલોકમાં વિખ્યાત થા મારી આજ્ઞા પ્રમાણે વર્તન રાખનારી થા. વિષ્ણુ ભગવાન્ તને સાતમું પગલું ચલાવો. "**पित्रा प्रत्तामादाय** પિતાએ આપેલી કન્યાને લઇ વર બહાર મંડપમાં જાય છે" આ વિધિ શરૂ થાય તે વખતથી એક માણસે પાણીનો ઘડો ખભા ઉપર લઈ વિવાહાગ્નિની દક્ષિણમાં કાંઈ પણ બોલ્યા વિના ઉભા રહેવું. આ ઘડામાંથી પાણી લઈ સપ્તપદી પછી વરે કન્યા ઉપર અભિષેક કરવો. "જે જળ કલ્યાણ અભ્યુદય સુખ અને પરમાનંદ પ્રાપ્ત કરાવે છે, તે જળ તને આરોગ્ય વતી રાખો." તથા **आपोहिष्ठा.** મંત્રો ભણીને પણ અભિષેક કરવો ( તે પછી કન્યાના જમણા ખભા ઉપર હાથ નાંખીને વર તેના હૃદયનો સ્પર્શ કરે છે. મારાવ્રતને અનુકુળ તારૂં હૃદય કરૂં છું. મારા ચિત્તને

અનુકૂળ તારૂં ચિત્ત થજો. તું એકચિત્તથી મારી આજ્ઞાનું પાલન કર. પ્રજાપતિ ભગવાન્ મારૂં કલ્યાણ કરવામાં તને નિયુક્ત કરે." પછી વર કન્યાનું અભિમંત્રણ કરે છે. "હે અગ્નિ આદિ વિવાહ દેવતાઓ, આ વધુએ ઉત્તમ મંગલ પ્રાપ્ત કર્યું છે. તમે સર્વ એકત્ર થઇ તેનું અવલોકન કરો, અને તેને સૌભાગ્ય અર્પણ કરી ફરીથી આવા શુભ પ્રસંગે પધારવા સારૂ હાલ તમારા નિવાસ સ્થાનમાં પધારો." પછી કન્યાનો હાથ ઝાલી તેને સારી રીતે હલાવી, (કેટલાક આચાર્યોના મત પ્રમાણે કન્યાને ઉંચકી કોઈ દૃઢ પુરૂષ તેને પાસેના ઘરમાં લઇ જાય છે,) મજબુત બાંધાવાળો તેનો પતિ તે કન્યાને પૂર્વ દિશામાં અથવા ઉત્તર દિશામાં એકાંત મકાનમાં લઇ જાઇ, તેને રાતા રૂષભના ચર્મ ઉપર બેસાડે છે, "આ બેઠક ઉપર ગાયો અશ્વો તથા પુરૂષો બેસો. અહીંઆં હજાઓ મનુષ્યોને પ્રાણપ્રદાન કરનાર યજ્ઞસ્વરૂપ સૂર્ય બિરાજો." પછી ગામની વૃદ્ધ સ્ત્રીઓ તથા પુરૂષો જે કરવાનું કહે તે કરવું. અર્થાત્ લોકાચાર પ્રમાણે જે કાંઇ કરવામાં આવતું હોય તે કરવું. પછી આચાર્યને દક્ષિણા આપવી. બ્રાહ્મણે ગાય આપવી, રાજાએ ગામ આપવું, અને વૈશ્યે અશ્વ આપવો. રાત્રિએ વર કન્યાને ધ્રુવનું દર્શન કરાવે છે. "હે વધુ, તું ધ્રુવની પેઠે સ્થિર થાય તે સારૂ તને ધ્રવ દેખાડું છું. તું મારામાં દૃઢ ભક્તિવાળી, અને મારી પ્રજાનું પોષણ કરનારી થા. તને બ્રહ્માએ મને આપી છે, તેથી તું મારી સાથે પ્રજા ઉત્પન્ન કરી સો વર્ષ જીવ." વિવાહના દિવસથી આરંભી ત્રણ દિવસ સુધી વર અને કન્યાએ ક્ષાર અને લવણ રહિત ભોજન કરવું, જમીન ઉપર પથારી પાથરી સુઇ રહેવું, અને એક વર્ષ પર્યંત અથવા તેમ ના બને તો બાર રાત્રિ છ રત્રિ અથવા છેવટે ત્રણ રાત્રિ પણ બ્રહ્મચર્ય પાળવું. વિવાહથી આરંભીને નિત્ય અગ્નિની ઉપાસના કરવી. સવારમાં સૂર્ય

ઉદય થતા પહેલાં પાંચ ભૂસંસ્કાર કરી સમિધથી અગ્નિને પ્રદીપ્ત કરી **अग्नये स्वाहा । इदमग्नये ॥ प्रजापतये स्वाहा इदं प्रजापतये ॥** એમ બે આહુતિઓ દહીં અથવા ચોખાની આપવી. પ્રજાપતિને આહુતિ આપતી વખતે મંત્ર મનમાં ભણવો અને મનમાં સર્વ જગતમાં વ્યાપ્ત પરમાત્માનું ધ્યાન ધરવું તેમજ રાત્રે સૂર્ય અસ્ત થયા પછી પણ દહીં અથવા ચોખાની બે આહુતિઓ—

**सूर्याय स्वाहा । इदं सूर्याय ॥ प्रजापतये स्वाहा । इदं प्रजापतये ॥** આ બે મંત્ર ભણી આપવી. આ પ્રમાણે ગૃહ્યાગ્નિમાં નિત્ય હોમ કરવો

ગર્ભધારણ કરવાની ઇચ્છા રાખનારી સ્ત્રીએ-પતિના પહેલાં સવાર સાંજ નીચેનો મંત્ર ભણી બે આહુતિઓ આપવી. **पुमांसौ मित्रावरुणौ पुमांसावश्विनावुभौ । पुमानिन्द्रश्च सूर्यश्च पुमान् संवर्त्ततां मयि स्वाहा ॥**

"હે પુરુષરૂપવાળા મિત્રાવરૂણ બે અશ્વિનીકુમાર-ઇન્દ્ર અને સૂર્ય દેવતાઓ, હું પુત્રગર્ભ ધારણ કરૂં એવો મને આશીર્વાદ આપો."

પરણ્યા પછી ચોથે દિવસે પાછલી રાત્રે અર્થાત્ પાંચમાં દિવસના પરોઢીએ હોમ કરી, વર કન્યાને કોળીઆ ભરાવે છે.

**अथैनां स्थालीपाकं प्राशयति । प्राणैस्ते प्राणान्संदधाम्यस्थिभिरस्थीनि मांसैर्मांसानि त्वचा त्वचमिति । तामु युग्म यथर्तुप्रवेशनम् । अथास्यै दक्षिणांसमधि हृदयमालभते । यत्ते सुसीमे हृदयं दिवि चन्द्रमसि श्रितम् । वेदाहं तन्मां तद्विद्यात्पश्येम शरदः शतंम जीवेम शरदः शतंशृणुयाम शरदः शतमिति ॥ पारस्करः ॥ २८ ॥**

વર કન્યાને જમાડતી વખતે કહે છે કે, "મારા પ્રાણની જોડે હું તારા પ્રાણને જોડું છું, મારાં અસ્થીની જોડે હું તારાં અસ્થીને જોડું છું, મારા માંસની જોડે હું તારૂં માંસ જોડું છું, અને મારી ત્વચાની જોડે હું તારી ત્વચાને જોડું છું. આ પ્રમાણે તેને પરણીને ઋતુકાળમાં અભિગમન કરવું. પછી વર કન્યાના જમણા ખભા ઉપર પોતાનો જમણો હાથ નાંખી તેના હૃદયનો સ્પર્શ કરી કહે છે કે, "હે સુંદર સેંથાવાળી વધુ ! તારૂં હૃદય ચંદ્ર જેવી કાંતિવાળો પુત્ર ઉત્પન્ન કરવા તરફ દોરાયું છે તે હું જાણું છું. અને મારી પણ એવીજ વૃત્તિ છે એમ તું જાણ. આપણે સો શરદઋતુઓ જોઇએ, આપણે સો શરદઋતુઓ જીવીએ અને આપણે સો શરદઋતુ સુધી શ્રુતિનું અધ્યયન કરીએ."



# કાઠીયાવાડમાં ઘણી જગ્યાએ શાસ્ત્ર વિરૂધ્ધ થતાં કર્મો.

૧—કન્યાદાન વખતે અગ્નિનું સ્થાપન થતું નથી. કન્યાદાન અગ્નિ સાન્નિધ્યમાં કરવું જોઇએ એમ વિધિ છે.

૨.—ઘણે ઠેકાણે મંગળાષ્ટક બોલાય છે તે નથી બોલતાં. પણ મંગલાષ્ટક વખતે વરકન્યા બેઉ બેઠેલાં હોઇ વચમાં અન્તરપટ રાખી મંગલાષ્ટક ભણાવું જોઇએ. ઘણે ઠેકાણે મંગલાષ્ટક બોલાઇ રહ્યા પછી, કન્યા પધરાવાય છે. તે ઠીક નથી બેઉને આશીર્વાદવાળુ મંગળાષ્ટક સાંભળવાનું છે.

૩—પ્રથમ ૩ ફેરામાં કન્યાને આગળ ચાલવા અને વરને પાછળ ચાલવા કહ્યું છે. અને ૪ થે મંગલ ફેરે વરને આગળ થવું એમ શાસ્ત્રોક્ત વિધિ છે ઘણે ઠે. .તેથી ઉલટું થાય છે.

૪—પ્રથમ કંસાર અને પછી સપ્તપદી કરાવે છે ખરી રીતે પ્રથમ સપ્તપદીને પછી કંસારનો વિધિ છે. કંસાર પણ જુદી જુદી વસ્તુઓનો બનાવાય છે. અને તેમાં ઘી–ખાંડના બગાડ શિવાય બીજો કાંઇ વિધિ થતો ,નથી. વધુએ વરને ખવરાવવાનો વિધિ નથી. ખરી રીતે હોમ કરતાં બચે તે ચરૂને ખાવાનો વિધિ છે. તેમાં બધા વસ્તુ ઘી, ખાંડ, દુધ હોય છે.

૫—મંગલ ફેરામાં પત્થરને ક્ષેત્રપાલ તરીકે પૂજાવે છે અને છેવટે પગેથી અડકે છે ખરી રીતે. ત્યાં બેસવા કે ચડવાનું લખ્યું છે.

૬—પ્રથમ વર કન્યાને કંસાર જમાડે એવો વિધિ છે જ્યારે કેટલેક ઠે. પ્રથમ કન્યા વરને જમાડે છે. ને પછી વર કન્યાને જમાડે છે.

૭—કન્યાનો ભાઈ ૧ વાર લાજા–શેકેલી ડાંગર, સમડીના–પાન તથા ખાખરાના પાન સાથે. કન્યાની અંજલિમાં પોતાની અંજલિ

ખોબાથી નાખે તેના ૩ ભાગ કરી આહુતિ આપે જ્યારે ઘણે ઠે. એક દ્વિતીય વિગેરે બોલી ૪ વખત જવ અને તલ આંબાના પાનમાં આપે છે અને વરજ હોમે છે એવો શાસ્ત્રમાં વિધિ નથી શેકેલી ડાંગર તેજ લાજા કહેવાય છે.

૮—ચોઘડીયાં જૈનશાસ્ત્રનાં છે તેમાં લગ્નાદિ શુભ કામ કરવું શાસ્ત્ર વિરૂદ્ધ છે આપણે જ્યોતિઃશાસ્ત્રોક્ત લગ્નશુદ્ધિમાંજ શુભ કાર્યો કરવાં જોઇએ.

૯—લગ્નમાં રાત્રિ મધ્યમ છે, મધ્યરાત્રિ પછી લગ્ન ઘણાંજ અધમ કહ્યા છે. દિવસે લગ્ન લગ્નશુદ્ધિમાં ઉત્તમ કહ્યું છે. ભાવનગર દક્ષિણ વિગેરેમાં હજુ પણ તેમ થાય છે.

૧૦—લગ્નપડીમાં લખેલ કુંડલીની લગ્નશુદ્ધિ પ્રમાણે લગ્ન થતાં નથી. પણ જુદેજ વખતે થાય છે તો પછી લગ્નપુડી લખાવવાની જરૂર શી છે? કન્યાદાનનો સમય તેજ. વિવાહ મુહૂર્ત અને તે સમય લગ્નશુદ્ધિ પ્રમાણે સાંચવવો એમાં બેઉનું શ્રેય ઇચ્છવાનું છે.

૧૧—ગોરજ-ગોધુલિકમાં લગ્ન તો શૂદ્ર માટે કહ્યાં છે. દ્વિજાતિ માટે શાસ્ત્રમાં મના છે છતાં અતિ સંકટમાં કરવાનું છે. જે આપણામાં રોજનું થઇ પડ્યું છે. અને તે લગ્ન ગોરજ મુજબ પણ કરાતુ નથી.

૧૨—ચાર દિવસનું વિવાહ કૃત્ય એક રાત્રિમાં ઝટ પતાવાય છે. કોઇ ઠેકાણે બીજે દિને પૂરૂં થાય છે. વિવાહવિધિનુ તત્ત્વ ગોરજ સમજતો ન હોય ત્યાં બીજાને તે શું સમજાવે?

૧૩—અંતરપટ ક્યાં કરવાનો છે તે કરવાનું કારણ શું! તે પણ સમજાવવાની જરૂર છે.

**સમાપ્ત.**